# મંગળ અને મેના.

## ભાગ ૩ જો—છેલ્લો.


સંપાદક અને પ્રકાશક,
મહાદેવ રામચંદ્ર જાગુટે—બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.



આવૃત્તિ ૧લી. સં. ૧૯૮૪. સને ૧૯૨૮. પ્રત ૧૦૦૦





અમદાવાદ—શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


કીંમત ૮ આના.

# કામરૂ દેશની કુટિલ કામિની.

[ અદ્દભુત અને રૌદ્ર રસથી ભરેલી સચિત્ર ડિટેકટીવ નવલકથા ]

**પૃષ્ઠ ૨૫૦, પાકું પૂઠું, મૂલ્ય માત્ર રૂ. ૧॥, સુંદર ફોટા ચિત્રો.**

મનોરમા નામની જાદુ વિદ્યા ભણનારી કામરૂદેશની કુટિલ કામિની અનેક ખૂનો કરીને એક સ્ત્રીની સંપત્તી મીલ્કત પચાવી પાડે છે. દેવેન્દ્રવિજય નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. છેવટે તે તેને પકડે છે અને કામિની ઝેર ચૂસીને મરી જાય છે. પછી તેને કબરમાં દાટવામાં આવે છે, પણ કબરમાંથી તે જીવતી થઈને પાછી છટકે છે અને ઉપરાઉપરી ખૂનો કરીને ડિટેકટીવને હંફાવે છે. આખી વાર્તા ચમત્કારિક બનાવોથી ભરપૂર છે. કામરૂદેશની કામિની પુરૂષોને કેવી અજબ રીતે પોતાના પંજામાં લે છે, તેમને પોતાના ગુલામ કરીને કેવી રીતે રાખે છે અને કેવાં સ્ત્રી ચરિત્રો કરીને મોજ માણે છે તેનો ચિતાર જોવો હોય તો આ નવલકથા જરૂર વાંચો. વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ થઈ છે તે ઉપરથીજ જણાશે કે આ પુસ્તકે વાંચનારાઓનો કેવો ચાહ મેળવ્યો છે.

મળવાનું સ્થળ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.**

# મંગળ અને મેના.

## ભાગ ૩ જો.

### પ્રકરણ ૧ લું.

ચોપાઈ.

મેના મંગળનું રટણુ જ કરે, આંખ વિષે આંસુડાં ભરે,
ત્યાં ઘુઘરા વાજંતા દુરે, મેનાને મન આશા પુરે. ૩૩૧
રથ દોડંતો આવે નકી, ફીણુ ઉડે ઘોડા મુખ થકી,
અસવારો ચાલે બે સાથ, આવે કુંવર બ્રાહ્મણુ સંગાથ. ૩૩૨

મેનાકુંવરી મંગળસિંહનું રટણુ કરી રહી છે અને આંખમાંથી આંસુ વરસાવી રહી છે, એટલામાં તો દુરથી ઘુઘરા વાગતા સંભળાય છે અને મેનાકુંવરીના મનમાં આશા ઉપજે છે કે-કુંવરજી હવે આવ્યા ખરા ! રથ દોડતો આવે છે, રથને જોડેલા ઘોડાના ડોકમાંની ઘુઘરમાળ ઘમકી રહી છે, બહુ દોડવાથી ઘોડાના મ્હોંમાંથી ફીણુ ઉડે છે, સાથે બે ઘોડેસવારો ચાલી રહ્યા છે, જેમાં એક તો કુંવર મંગળસિંહ પોતે છે અને બીજો તેનો બ્રાહ્મણુ મિત્ર શિવાનંદ છે. એ બધું મંડળ મંદિર પાસે આવીને અટકયું એટલે કુંવરી દોડીને મંદિરના બારણામાં જઇ ઉભી. કુંવર ઘોડા ઉપરથી ઉતરીને જ્યાં મંદિરમાં પેસવા જાય છે, ત્યાં કુંવરી તેની કોટે વળગી પડી અને

તેની છાતી ઉપર માથું મૂકીને આંસુ પાડવા લાગી. મંગળસિંહે પૂછ્યું: " અરે કુંવરી, અમે વેળાસર આવી પહોંચ્યા છીએ ને તમે આમ આંસુ શાને પાડો છો ? '

કુંવરી બોલી: " તમે જુઠું બોલો છો. તમે બહુ મોડા આવ્યા છો. હું તો તમારી વાટ જોઇ જોઇને થાકી અને હવે તમે નહિ આવો કે શું એવું મારા મનને ક્યારનું થયાં કરતું હતું અને મને ગભરામણ થતી હતી."

કુંવર બોલ્યો: " અરે મેનાકુંવરી ! હજી તો જરાએ મોડું થયું નથી. હજી રાતનો ચોથો પહોર તો શરૂ પણ થયો નથી. તમારા મનની અધીરાઇને લીધે તમને એમ લાગતું હશે કે અમે મોડા આવ્યા છીએ."

( દોહા. )

પળ પળ જાયે ઘડી થતી, ઘડી ઘડી જાતાં પહોર,
(પણ) વિરહીને પળ જુગ સમી, જેમ વિણ ચંદ્ર ચકોર. ૩૩૩
રે અધીરા હૈયા તણી, વાતડી કહી ન જાય,
નાથ વિનાની નારની, રાતડી સહી ન જાય. ૩૩૪

કુંવરે મેનાકુંવરીને ધીરજ આપી અને તેનાં આંસુ લૂછી નાંખ્યાં પછી શિવાનંદ અને મંગળસિંહ મંદીરના ચોકમાં આવ્યા. તુરત શિવાનંદે લગનવિધિ કરવાની તૈયારી કરી. લગનની સામગ્રી તેઓ સાથેજ લાવ્યા હતા. પહેલાં અગ્ની સળગાવીને તેમાં ઘી હોમ્યું. પછી મેના અને કામલતા પોતાની સાથે પાણી ભરવાને બ્હાને ચાર મટુલા લાવી હતી તે ચાર દિશાએ મૂકીને તેની ચોરી બનાવી. શિવાનંદે લગનના મંત્રો ભણવા માંડયા અને કુંવર તથા કુંવરી ચોરીની ફરતા ચાર ફેરા ફર્યા એટલે થોડી વારમાં લગનની બધી વિધિ થઇ

ગઇ અને બેઉ જણાં પતિ પત્ની થયાં. એટલામાં માતાજીના મંદિરનો પુજારી ત્યાં આવીને બોલ્યો: "અરે કુંવરી બા! હજી તમારૂં લગન તો આજે લાટના રાજા વેરે થવાનું છે અને તમે આ કોની સાથે લગન કરી નાખ્યું?"

કુંવરીના ધ્યાનમાં હવે આવ્યું કે આ બ્રાહ્મણ કાંતો ગામમાં જઇને અત્યારે ને અત્યારે જ બધી વાત ખુલ્લી પાડી દેશે, એટલે પછી નાસી જવાનો લાગ ફાવશે નહિ. આથી કુંવરીએ વિચાર કરીને કહ્યું: "પુજારી મહારાજ! તમે આ વાત કોઇને આજ કહેશો નહિ. સ્હવાર પડયા પછી બધાને ખબર પડે તો ભલે પડે, પણ તમારે કોઇને આ વાત કહેવી નહિ. લ્યો, હું તમને આ બક્ષીસ આપું છું." એમ કહીને કુંવરીએ પોતાના હાથમાંથી એક બેરખો કાઢીને પુજારીને આપવા માંડયો, પણ પુજારીએ તે લીધો નહિ અને તે બોલ્યો: "મારે એવી બક્ષીસ નથી જોઇતી, કુંવરી બા! તમે મારા દેખતાં કોઇ પરદેશીની સાથે લગ્ન કરીને આમ નાસી જાઓ અને હું એ વાત રાજાજીને ના કહું તો રાજાજી મારૂં ઘાણીએ ઘાલીને તેલ કાઢયા વિના રહેજ નહિ."

કુંવરીએ વિચાર્યું કે પુજારી રાજાથી બીહે છે એટલે પોતે અહીંથી વિદાય થશે કે તુરત તે દોડતો ગામમાં જઇને જાહેર કરી દેશે. આથી તેણે મંગળસિંહને કહ્યું કે "આ પુંજારીને કાંતો સમજાવો અને કાંતો તેનો ઉપાય કરો, નહિતો તે આપણા લગનની વાત મારા માબાપ પાસે જઇને કહી દેશે અને આપણને પકડવા પાછળ વહાર ચડશે." કુંવરે કહ્યું કે "એમાં તે શી મોટી વાત છે? પુજારી સીધી વાતે સમજે તેવું લાગતું નથી, માટે તેને તેની ઓરડીમાં પૂરીને બહાર તાળું લગાવીને જ આપણે ચાલ્યા જઇશું."

પહેલાં મંગળસિંહે અને શિવાનંદે પુજારીને બહુએ સમજાવ્યો અને લાલચ પણ આપી, છતાં તેણે માન્યું નહિ, એટલે મંગળસિંહે તેને તેની ઓરડીમાં લઇ જઇને પૂર્યો. તે બહુએ બુમો પાડવા લાગ્યો પણ તેનું હવે કાંઇ વળે તેમ નહોતું. હવે મંગળસિંહે મેનાકુંવરી, તેની સખી કામલતા અને જયાને રથમાં બેસાડયાં અને પોતે તથા શિવાનંદ ઘોડાપર સવાર થયા. રણીયો ગઢવી રથ હાંકવા બેઠો. પૂરે-પૂરૂં પરોઢ થતાં પહેલાં તો બધાં ત્યાંથી નીકળી પડયાં અને રથ તથા ઘોડા દોડાવતા નગરથી કેટલેય દુર નીકળી પડયાં. રથમાં બેઠી બેઠી મેનાકુંવરી કહે છે.

( સોરઠા )

સાંભળો તારા ને ચંદ, સાંભળો અજવાળાં ચંદનાં,
હું તો પરણી પામી આનંદ, જઉં પરદેશી સંગમાં. ૩૩૫
સાંભળો પુરનાં પાધર, સાંભળો પાધરનાં ઝાડવાં,
મેં તો છોડયું બાપનું ઘર, પરિયાણુ કીધાં પતિઘરે. ૩૩૬
સાંભળો ગરવા ગઢ, સાંભળો ગઢના કાંગરા,
ચઢાવી હોડીનો સઢ, મેં વ્હેતી મુકી સંસારમાં. ૩૩૭
સાંભળો પંખી સુજાણ, સાંભળો પાંખ પંખી તણી,
પરભાતે ઉડી જાણ, કરજો સૌને મુજ લગનની. ૩૩૮
સાંભળો સરિતા બ્હેન, સાંભળો નીર નદીતણાં,
નીરખ્યાં બહુ તમ વ્હેણ, (હવે) ન્હાશું પરદેશનાં પાણીમાં. ૩૩૯

નગરનું પાધર મૂકયું પણ હજી પ્રભાતનું અજવાળું થયું નથી અને રથ તથા અસવારો એકસરખી ઝડપથી આગળ ધપ્યા જાય છે. એવામાં પાસેના વનમાં કોયલ બોલી. કુંવરી કોયલને કહે છે:

( દોહા )

સાંભળ કોયલ કાળુડી, તારે અંતર ઉજળી પ્રીત,
વસંતરૂતુ સાહેલડી, તેનાં ગાતી ફરે તું ગીત. ૩૪૦
તું સમાણી હું ઘેલડી, મારે અંતર અદકી પ્રીત,
તું એ મારી સાહેલડી, આપણુ જાણીએ પ્રીતની રીત. ૩૪૧
નિંદા કરે કો માહરી, મુજ નાથને દે કોઇ ગાળ,
તેમને તું સમજાવજે, કંઇ પ્રીતની રીત રસાળ. ૩૪૨
ભોળાં મારા માતાપિતા, કરે મુજ ઉપર રોષ,
રીઝવજે રીતે કરી, ને આપજે તું સંતોષ. ૩૪૩

એ પ્રમાણે ઘડીમાં મનમાં બોલતી તો ઘડીમાં જયા અને કામલતા સાથે વાતો કરતી મેનાકુંવરી રથમાં બેસીને આગળ ચાલી જાય છે.

---

## પ્રકરણ ૨ જું.

( દોહો )

મેનાકુંવરીના મહેલમાં, કૌતક અદકું થાય,
શામલતા પોઢી પલંગમાં, નેણે ન નિદ્રા માય. ૩૪૪

હવે આ તરફ મેનાકુંવરીના મહેલમાં શું થઇ રહ્યું છે તે જોઇએ. તેની દાસી શામલતાને મંત્ર જપતી જ રાખીને ઓરડો બંધ કરી શામલતાનાં કપડાં પહેરી મેનાકુંવરી પોતાની સખી કામલતાની સાથે ઘડુલા લઇ મહેલમાંથી નીકળી પડી છે. ત્યારપછી કેટલીએ વારસુધી શામલતા તો મંત્રનો જાપ કરતી જ રહી.

ત્રીજો પહોર પૂરો થયો ત્યારે તેનો મંત્રજાપ પૂરો થયો. તેણે બારાણું ઉઘાડીને કુંવરીને ખબર આપવાનો વિચાર કર્યો, પણ બારણું બંધ હતું એટલે તેણે ધાર્યું કે કુંવરી બીજા ઓરડામાં જઇને ઉંઘી ગયાં હશે તેથી ઉઠયાં નહિ હોય, એટલે હવે સ્હવારે ઉઠીને જ હું તેમને મંત્રજાપ પૂરા કર્યાના ખબર આપીશ. આમ વિચારીને તેણે કુંવરીનો સુંદર બીછાવેલો છત્રપલંગ જોયો અને વિચાર્યું કે આવા પલંગમાં હું કોઇ વાર સૂતી નથી અને અત્યારે બરાબર લાગ મળ્યો છે, વળી સુંવાળાં રેશમી વસ્ત્રો ને ઘરેણાં પણ પહેર્યા છે, તો લાવને આ પલંગમાં જ ઉંઘી જઉં! ફરીથી કયારે એવા પલંગમાં ઉંઘવાનો લાગ મળશે? આમ વિચારીને ઓરડાની અંદરની સાંકળ વાસીને તે પલંગમાં સૂતી. ઉજાગરો સારી પેઠે કર્યો હતો અને છત્ર પલંગમાંના સુંવાળા નરમ ગાદલામાં સૂવાનું મળ્યું એટલે પછી પૂછવું જ શું? તે તો જેવી પલંગમાં પડી તેવી જ ઘસઘસાટ ઉંઘવા લાગી ગઇ.

સ્હવાર પડી અને પંખી બોલવા લાગ્યાં. સૂર્ય ભગવાન ઉગમણી દિશામાંથી ડોકીઉં કરવા લાગ્યા. દાસીઓ રાજકુંવરીના શય્યાભવનની પાસે એકઠી થવા લાગી. આજે લગનનો દિવસ હતો. કુંવરીને સ્હવારમાં વહેલું નાવણુ કરવાનું હતું. બપોરે તો લાટના રાજા જસરાજની જાન આવી પહોંચવાની હતી. રોજ પરોઢમાં ઉઠનારી મેનાકુંવરી આજે સૂરજ ઉગી ગયા છતાં ઉઠી નહિ તેથી દાસીઓને નવાઇ લાગી અને માંહોમાંહે વાતો કરવા લાગી.

મંગુ બોલીઃ " અલી પ્રેમલી! હજી કુંવરી ઉઠયાં નથી, તે રાત્રે કયારે ઉંઘી ગએલાં? કાંઇ મોડી રાત સુધી ઉજાગરો કરેલો કે શું?"

પ્રેમલી બોલીઃ "મને શી ખબર બાઇ ! તું કુંવરીબાના મહેલમાં રહે છે અને હું એ રહું છું. મને ખબર હોય તો તને કેમ ખબર ન હોય ?"

મંગુ બોલીઃ "પણ તું તો કુંવરીબાની માનીતી દાસી કહેવાય, એટલે તને ખબર હોય એટલી કાંઇ અમને ખબર હોય બાઇ ?"

પ્રેમલી બોલીઃ "માનીતાં તો બા આપણે જરાએ નથી. આજ-કાલ તો કામલતા ને શામલતાનાં માન વધી ગયાં છે કે જ્યારે ને ત્યારે એ બેઉને બોલાવીને જ કુંવરીબા છાની છાની વાતો કરે છે; માતાજીની પુજા કરવા એ કામલતાનેજ સાથે તેડી જાય છે, અને આપણે તો મહેલનું વહીતરૂં કરી ખાઇએ છીએ."

ગંગા નામની દાસી વચ્ચે ટહુકીઃ "તું વહીતરૂં કરે છે ને અમે નથી કરતાં ? આ તો બાઇ લેણદેણની વાત છે. કામલતા અને શામલતાને પેલા ભવનું લ્હેણું હશે તે લેછે, અને આપણો તો કોઇ ભાવ પૂછતું નથી."

મંગુ બોલીઃ "પણ અલી ! આજ કેમ કામલતા કે શામલતા કોઇ દેખાતી નથી ?"

પ્રેમલી બોલીઃ "શી ખબર બાઈ ? વળી કુંવરીબાએ કાંઇ કામે મોકલી હશે. આજકાલ એમનાં કામકાજ વધી પડયાં છે ને ?"

ગંગા બોલીઃ "શામલતાને કુંવરીબાએ રાત્રે બોલાવી'તી, ત્યાર-પછી મેં તેને જોઇ નથી. મને લાગે છે કે રાત્રે જ તેને કાંઇ કામે મોકલી હશે. અલી પાંખડી ! તને કાંઇ ખબર છે કે ?"

પાંખડી બોલીઃ "નારે બાઇ ! આપણે તો અત્યારમાંજ અહીં આવ્યાં છીએ, રાત્રે મહેલમાં હતાં જ નહિ ને !"

ગંગા બોલીઃ " અલી, આ પાંખડીના પાખંડ તો જો ! આજ તો લગનનો દહાડો છે, ને ગઇ રાતે ઘેર જઇને સૂતી ! અલી, તું જ ધણીવાળી હશે અને બીજા કોઇને ધણી નહિ હોય કે આમ ગાંડી-ઘેલી બની ગઇ ? "

પાંખડી બોલીઃ " મૂઇ તું ! ઘેર જઇને સૂતાં તે શું કાંઇ પાપ કર્યું કે આવી મશ્કરી કરે છે ? હું તો બાઇ ગાંડીએ નથી ને ઘેલીએ નથી. ગાંડી-ઘેલી તો તમે છો કે રાત્રે છાનાંમાનાં ધણીને મહેલમાં બોલાવીને ભેગાં સૂઓ છો ! "

ગંગા બોલીઃ " ઓય રાંડ ! કેવી લુચ્ચી છે ને ? "

નાની શી નાર ને નાકે રે મોતી,
બાળી ભોળી પારકાં છીદરાં જોતી ? ૩૪૫

પાંખડી બોલીઃ " તે કેમ ન જુએ ? પગ નીચે બળે છે તે જોતી નથી અને વળી બીજાને શાની અડાવે છે ત્યારે ? "

મંગુ બોલીઃ " અલી ઓ ! આમ ઉભી ઉભી વાતો કરો છો અને જરા તપાસ તો કરો કે હજી કુંવરીબા ઉઠયાં છે કે નહિ ? "

પ્રેમલી બોલીઃ " ઉઠયાં હશે તો બારણું ઉઘાડીને બહાર નહિ આવે ? "

મંગુ બોલીઃ " પણ આજે તો બહુ મોડું થઇ ગયું છે. "

પાંખડી બોલીઃ " મોડું થયું છે તે શું કરીએ ? ઉઠાડવા જઇએ તો વળી ગુસ્સો કરી બેસે અને એકાદ બે લપાટો ખાવી પડે. "

ગંગા બોલીઃ " પણ તમે ઉઠાડવા જવાનાં જ શી રીતે ? અંદરથી સાંકળ વાસીને સૂતાં છે. "

પાંખડી બોલીઃ " પણ કોઇ આ બારીપર ચડીને અંદર જુઓ તો ખરાં કે કુંવરીબા શું હજી ઉંઘે છે ? "

( ૧૧ ) ૧૪૨૫૪

મંગુ કુંવરીના શય્યાભુવનની બીજી બાજુએ ગઇ અને એક નાના જાળીયામાંથી તેણે અંદર જોયું. તુરત તે દાસીઓની પાસે આવીને બોલી: "હજી તો કુંવરીબા ઘસઘસાટ ઉંઘી રહ્યાં છે! કોણ જાણે શાથી, આજે તો દિવસે પહેરવાનાં સુંદર કપડાં ઠાંસીને જ સૂઇ ગયાં છે."

પાંખડી બોલી: "એમ કેમ સૂતાં હશે અલી! એવાં ભારે લુગડાં પહેરીને સુવાનું તેમને ગમતું જ નહિ અને આજે વળી એમ શાથી સૂતાં હશે?"

ગંગા બોલી: "શી ખબર બાઇ? આજકાલ એમના તરંગ એવા થઇ ગયા છે કે આપણને કાંઇ એમના મનની ખબર જ પડતી નથી ને? કોઇ વાર આનંદમાં હોય છે, કોઇ વાર શોકમાં હોય છે. લગન થવાનું છે એટલે આનંદ તો હોય, પણ વળી શોક શાનો હોય? ઉંડાં તો એવાં છે કે એમના મનનો કોઇ તાગ જ લાવી શકે નહિ."

પ્રેમલી બોલી: "ત્યારે હવે ક્યારે જાગશે? હમણાં ગોર આવીને ઉતાવળ કરવા માંડશે. રોજ તો મેનાએ સ્હવાર પડતી ને કકળાટ કરી મૂકતી; આજ તો એ પણ રાંડ ઉંઘી ગઇ છે કે શું? કાંઇ બોલતીએ નથી, નહિતો તેના કકળાટથીએ કુંવરી બા જાગી જાય!"

મંગુ બોલી: "મેનાનું પાંજરૂં તો મારા જોવામાં ક્યાંય આવ્યું નહિ, શી ખબર ક્યાંયે ખુણામાં ટાંગ્યું હશે."

ગંગા બોલી: "ઠીક, ત્યારે હવે નિરાંત કરીને બેસો, કુંવરીબા જાગે ને બારણું ઉઘાડે ત્યારે વાત!"

પ્રેમલી બોલી: "પણ નિરાંત શાની કરો છો! આ ગોર મહારાજ તો આવ્યા."

ખરેખર ગોર આવી પહોંચ્યા અને દાસીઓને કહેવા લાગ્યા: "કેમ કુંવરીબાએ સ્નાન કર્યું?"

પ્રેમલી બોલી: "સ્નાન કરવાની વાત શાની કરો છો? હજી તો કુંવરી બા ઉઠયાં જ નથીને?"

ગોર ચમકી જઇને બોલ્યો: "શું હજી ઉઠયાંએ નથી? ત્યારે તેમને જગાડો, નહિતો બહુ મોડું થઇ જશે. પહેલા પહોરમાં જ સ્નાન અને ગણેશપૂજન થઇ જવાં જોઇએ."

પાંખડી બોલી: "અમે ઉઠાડીએ પણ શી રીતે? અંદરથી સાંકળ વાસીને સૂતાં છે."

એટલામાં શંખ વાગ્યો. "મહારાજ પધાર્યા, મહારાણી પધાર્યા" એમ ચોમેર મહેલમાં સંભળાવા લાગ્યું. નોકર-ચાકર અને દાસીઓ પોતપોતાને કામે વળગી જવા લાગ્યાં.

પુષ્પસેન રાજા નગરની અંદરના રાજમહેલમાં રહેતા હતા અને મેનાકુંવરી નગરની બહારના મહેલમાં રહેતી હતી. લગન નગરની અંદર થવાનું હતું, એટલે રાજા તથા રાણી અત્યારે કુંવરીને નગરમાં લઇ જવાને આવ્યાં હતાં, અને ગોર તેને ગણેશ પૂજન કરાવવા આવ્યો હતો. પણ મહેલમાં આવતાં જ તેને ખબર પડી કે કુંવરી હજી ઉઠી નથી. રાણીએ પૂછયું: "કામલતા ને શામલતા કયાં છે?"

મંગુ બોલી: "એ બેમાંથી કોઇ અહીં દેખાતી નથી; કુંવરી-બાએ તેને કાંઇ કામે મોકલી હોય તો અમને ખબર નથી."

રાણીએ કુંવરીના શય્યાભુવનનું બારણું ખખડાવવા માંડયું અને "મેના! દિકરી મેના! બહુ મોડું થયું છે, હવે ઉઠ" એમ કહેવા લાગી, પણ શામલતાને પહેલીજ વાર આવા સુંવાળા ગાદલામાં સુવાનું મળ્યું હતું એટલે તે તો ધસઘસાટ ઉંઘતી હતી! રાણીએ, પછી

રાજાએ અને છેવટે દાસીઓએ ખૂબ બૂમાબૂમ કરી એટલે શામલતા જાગી અને ઉઠીને જુએ છે તો પહોર દિવસ ચડવા આવેલો ! તે તો સફાળી ઉઠીને બારણું ઉઘાડવા દોડી અને જ્યાં બારણું ઉઘાડે છે ત્યાં તે રાજા રાણીને જોઇને હીબકી ગઇ અને રાજા રાણી કુંવરીને બદલે કુંવરીના વેશમાં શામલતાને જોઇને હીબકી ગયાં !!

રાણી બોલી: "આ તો શામલતા! અલી એ! તેં આ કપડાં કોનાં પહેર્યાં છે અને કુંવરી ક્યાં છે?"

શામલતા ગભરાઇ ગઇ. કેટલીક વાર સુધી તો તે કશું બોલી શકી નહિ. રાજા પુષ્પસેન પણ આ બધો વિચિત્ર બનાવ જોઇને અચરજ પામી ગયો હતો. રાણીએ શામલતાને ફરીથી કુંવરીના ખબર પૂછ્યા એટલે શામલતાએ રાત્રે બનેલા બનાવની બધી વાત કહી. કુંવરીએ પોતાને મંત્રજાપ કરવાનું સોંપ્યું, સુંદર વસ્ત્રાલંકાર પહેરાવ્યાં, પછી કુંવરી બીજા ઓરડામાં સૂવા જવાનું કહીને ચાલ્યાં ગયાં, બારણું બહારથી બંધ કરતાં ગયાં, શામલતાનાં જૂનાં કપડાં બીજા ઓરડામાં મુકાવ્યાં, એ બધી વાત તેણે કહી. રાણીએ પૂછ્યું: "પેલી કામલતા ક્યાં છે?"

શામલતા બોલી: "મને ખબર નથી."

રાણીએ દાસીઓને આજ્ઞા કરી કે "કામલતા જ્યાં હોય ત્યાંથી તેને બોલાવી લાવો." દાસીઓ દોડતી છુટી, મહેલ અને બગીચાનો ખૂણેખૂણો શોધી વળી, પણ કામલતાનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. પણ દ્વારપાળે આવીને ખબર આપી કે "કામલતા તો વહેલી પરોઢમાં ઉઠીને લગનના મુહુરતનું પાણી ભરવા ગઇ છે."

રાણીએ પૂછ્યું: "સાથે બીજું કોઇ હતું?"

દ્વારપાળ બોલ્યો: "શામલતા હતી."

રાણી બોલી: "શામલતા તો આ રહી! શામલતા! તારાં કપડાં ક્યાં છે?"

શામલતા પાસેના ઓરડા તરફ ચાલી. જુએ છે તો જ્યાં પોતાનાં કપડાં મૂકેલાં ત્યાં કપડાં ન મળે! તે બોલી: "રાણી માતા! કપડાં મેં અહીં મૂક્યાં હતાં પણ અત્યારે ત્યાં નથી."

રાજાએ દોઢીદારને પૂછ્યું: "કામલતા પાણી ભરવા ગઇ હતી તે પાછી ક્યારે આવી?"

દોઢીદાર હાથ જોડીને બોલ્યો: "મેં તેને પાણી ભરીને પાછી આવતી જોઇ નથી; પણ હું ધારૂં છું કે એ બેઉ જણીઓ પોતાની મેળે પાછી આવી ગઇ હશે અને મારૂં ધ્યાન નહિ રહ્યું હોય."

રાજા અને રાણી બેઉને શંકા પડી કે કામલતા અને મેનાકુંવરી બેઉ જણાં ખરેખર નાસી ગયાં. રાજમહેલમાં ચોમેર હાહાકાર વર્તાઇ રહ્યો. રાજા–રાણી ગભરાટનાં માર્યાં શૂનમૂન બની ગયાં. કુંવરી શામાટે નાસી ગઇ હશે, કયાં નાસી ગઇ હશે, કોની મદદ તેને મળી હશે, એ કશું તેમના ધ્યાનમાં આવ્યું નહિ. હમણાં જસરાજની જાન આવશે, તેને પોતે શું મોઢું બતાવશે, એવો વિચાર રાજાને થયા કરતો હતો. રાજાએ તુરત સેનાપતિને બોલાવીને આજ્ઞા કરી કે ચોમેર બ્હાર મોકલો અને મેનાકુંવરીને શોધી કાઢીને અહીં લઇ આવો.

ઉંટ સવારો છૂટયા, ઘોડેસ્વારો છૂટયા, પગપાળા આદમીઓ છૂટયા અને ચોમેર દોડાદોડ ચાલી રહી. રાજા–રાણી તો ગભરાટનાં માર્યાં કાંઇ વિચાર પણ કરી શકયાં નહિ. રાજાએ પ્રધાનને બોલાવ્યો અને તેને બધી વાત કહી. પ્રધાન ચતુર હતો, એટલે તેણે વિચાર કરીને જાણી લીધું કે કુંવરીનું મન બીજા કોઇની સાથે મળેલું હોવું જોઇએ અને તેની

સાથે તે નાસી ગઇ હોવી જોઇએ. પણ કામલતા વિના બીજું કોઈ કુંવરીના મનનો ભેદ જાણતું નહોતુ, એટલે પ્રધાને જેને તેને પૂછીને માહિતી મેળવવા માંડી. ગોરે કહ્યું કે કુંવરી મારી પાસેથી પરકાયા પ્રવેશનો મંત્ર શીખ્યાં છે અને એકવાર માતાજીના મંદિરમાં એકાંત પૂજા કરવા ગયાં હતાં. દાસીઓએ પણ ખબર આપી કે માતાજીના મંદિરમાં પૂજા કરવા તો કુંવરી ત્રણ દિવસ લાગલાગટ ગયાં હતાં અને છેલ્લા ત્રણ દિવસ ગયાં નહોતાં. પ્રધાનને વહેમ આવ્યો કે એ માતાજીના મંદિરમાંજ કાંઇ ગોટાળો થયો હોવો જોઇએ. તે પોતાની સાથે રાજા અને રાણીને લઇને મંદિરે ગયો. ત્યાં પૂજારી ઓરડીમાં પડયો પડયો બુમો મારી રહ્યો હતો. ઓરડી ઉઘાડીને પ્રધાને તેને બહાર કાઢયો એટલે તેણે કુંવરી પરદેશી રાજકુંવરને પરણીને જતી રહી એવા સમાચાર આપ્યા અને જેટલું જેટલું તેણે જોયું હતું તેટલું બધુંએ કહ્યું.

(દોહા)

કુંવર પરદેશી સોહામણો, જેનું ફુટતું જોબંન,
મનસા પરણ્યાં કુંવરી, તેની સાથે ગયાં રાજંન. ૩૪૬
મેં વાર્યા પણ ના વળ્યાં, મને ઉલટો પૂર્યો કેદ,
કોણ કુંવર કયા દેશનો, તેનો ન જાણું હું ભેદ. ૩૪૭

પુજારી પાસેથી અમુલી વાત મળી, પણ હવે કયાં તપાસ કરવી તેની સૂજ પ્રધાનને પડી નહિ. લગન કોઇ બ્રાહ્મણે કરાવ્યાં, સાથે રથ હતો, ઘોડા હતા, રથ હાંકનાર પણ કોઇ હતો, એ બધા સમાચાર પુજારીએ તો આપ્યા, પણ પ્રધાન એકજ કારણથી નિરાશ થઇ ગયો. તેણે રાજાને કહ્યું કે–હે રાજાજી મેનાકુંવરી પાસે પરકાયા પ્રવેશનો મંત્ર છે, એટલે આપણે હવે તેમને પાછાં મેળવી શકીએ તેમ

નથી. તેમની ભાળ મળશે તોપણ તે આપણા હાથમાં નહિ આવે, માટે હવે જે માથે પડયું તે વેઠી લીધા વિના છૂટકો નથી.

આ સાંભળીને રાજા નિરાશ થઈ ગયો અને રાણી તો વિલાપ કરવા લાગી:

( સોરઠા )

કુંવરી મારી સુજાણ, તારાં જાણપણાં કયાં વહી ગયાં,
અમને રાખ્યાં અજાણ, વેર વાળ્યાં પરભવ તણાં. ૩૪૮
તારા સુખમાં સુખ, માની અમે બેઠાં હતાં,
તે સુખને માની દુખ, અમથી અળગી તું જઇ વસી.૩૪૯
કયાં મળે તારૂં એંધાણ, મુખડું કયારે દેખશું,
વલવલતા આ પ્રાણ, દયા ન દાખી તેં દીકરી. ૩૫૦

હવે રાજાએ પ્રધાને પૂછયું કે-હે પ્રધાન, બીજું બધું તો ઠીક, પણ હમણાં જસરાજની જાન આવી પહોંચશે તેને આપણે શું મ્હોં બતાવશું ?

પ્રધાને કહ્યું કે—મહારાજ ! જસરાજને આપણે સાચે સાચી વાત કહી દઇશું, તે માની લઇને જો તે પાછો જાય તો ઠીક છે, નહિતો પછી તે લડાઇ કરવા ઇચ્છે તો આપણે લડવાની તૈયારીએ કરી રાખવાની.

રાજાએ કહ્યું--લાટનું રાજય આપણા રાજયથી ઘણું મોટું છે, પણ જાનમાં તો તે બહુ લશ્કર નહિ લાવ્યો હોય એટલે ફીકર નથી, પણ જો પાછળથી વધુ લશ્કર લાવશે અને લડાઈ કરશે તો આપણે સંકડામણમાં આવી પડીશું. ત્યારની વાત ત્યારે, પણ અત્યારે હવે તાબડતોબ સેનાપતિને કહીને લશ્કરને તૈયાર રહેવાની વરદી આપો.

આ પ્રમાણે નક્કી કરીને રાજા-રાણી વધેપાત કરતાં ગામમાં ગયાં અને ગામમાં ચોમેર આનંદ વર્તી રહ્યો હતો ત્યાં શોક પ્રસરી ગયો.



## પ્રકરણ ૩ જું.



(ચોપાઈ)

ઉગમણી દિશ આભ સુહાય, કંકુતણા સાથીયા પુરાય,
ઉગે ભાણુ લે ઓવારણાં, મંગળ-મેનાની જોડલી તણાં. ૩૫૧
વધામણીનાં ગાયે ગીત, પંખીડાં રૂડેરી રીત,
વીંજણે ઢોળી રહ્યાં છે વાય, તરૂવરનો એ હરખ ન માય. ૩૫૨
સાહેલી શું વાતો કરે, મેનાપંખણી સાથે રમે,
કુંવરી રથમાં ચાલી જાય, અંતરમાં આનંદ ઉભરાય. ૩૫૩

ચાલતાં ચાલતાં એક મોટો વડ આવ્યો. પચાસ માણુસ એકઠાં થઇને બાથ ભરે તોપણ જેતું થડ બાથમાં ન સમાય એટલો મોટો ખેતરના લાંબી લાંબી ડાળોવાળો અને બે હજાર માણુસ છાયામાં બેસે તોપણ દેખાય નહિ એટલો ગંભીર એ વડ હતો. આગળ આગળ શિવાનંદ ઘોડાપર બેસીને ચાલ્યો જતો હતો અને કુંવર રથની સાથે સાથે ચાલતો હતો. રથ જરા છેટે રહી ગયો એટલે વડની હેઠળ શિવાનંદ જરા ઉભો રહ્યો અને રથ આવી પહોંચવાની રાહ જોવા લાગ્યો.

( ચોપાઇ )

વડ ઉપર એક માળા મહીં, કાગડી કાગડો વસતાં સહી,
કહે કાગડો સુણ કાગડી, ચાલ બીજે માળે અબઘડી. ૩૫૪

શિવાનંદ વડની નીચે ઉભો છે. બરાબર તેના માથા ઉપર આવેલી વડની ડાળીમાં એક માળામાં કાગડો અને કાગડી રહે છે. કાગડો કહે છે, હે કાગડી ! અત્યારે ને અત્યારે ચાલ આપણે બીજા માળામાં જઇ રહીએ. શિવાનંદ કાગડાની બોલી સારી પેઠે જાણે છે, એટલે તે કાગડા અને કાગડીની વાતચીત સાંભળી રહ્યો.

કાગડીએ જવાબ આપ્યો કે, અત્યારે ને અત્યારે બીજા માળામાં જવાની શી જરૂર છે ? કાલે જઇશું.

કાગડો બોલ્યો: ઓ ઘેલી કાગડી ! હવે આ માળામાં રહેવામાં સાર નથી, કારણકે વડની આ જંગી ડાળી હવે તૂટી પડવાની છે અને જો આપણે બીજા માળામાં જઇને નહિ રહીએ તો ડાળી પડતાંની સાથે જ આપણે ચગદાઇ જઇશું.

કાગડીએ પૂછયું: કયારે ડાળી પડવાની છે ?

કાગડો બોલ્યો:

( દોહરો )

વડલો ઘોર ગંભીર ને તેની એકલ લાંબી ડાળ,
તેની નીચે જશે જોડલી, થશે નિશ્ચે કુંવરનો કાળ. ૩૫૫

જો, પેલો રથ આવે છે તેની સાથે પેલો ઘોડેસવાર રાજકુંવર ચાલે છે. તે અને તેની સાથેનો રથ હમણાં આ વડ હેઠળ આવશે અને થોભશે. પછી આગળ ચાલતી વખતે જ આ ડાળ તૂટશે અને બરાબર કુંવર ઉપર જ પડશે અને કુંવર ચગદાઇને મરી જશે.

કાગડી બોલીઃ શું કુંવરના નસીબમાં આવી રીતે ઘાત થવાનું લખ્યું છે ?

કાગડો બોલ્યોઃ હા, પણ જો આ ઘાતમાંથી તે કોઇ યુક્તિથી બચી જશે તો તેના નસીબમાં બીજી ઘાત લખી છે.

કાગડીએ પૂછ્યુંઃ એ ઘાત વળી કેવી છે ?

કાગડો બોલ્યોઃ

લુંટારા ત્રણ લોભીયા, લુંટવા આવશે જાન;
લુંટ ન દેતાં ચાલશે, મોટે મારગ ખોશે પ્રાણ. ૩૫૬

રાજકુંવર આગળ ચાલશે એટલે રસ્તામાં તેમને ત્રણ લુંટારા મળશે. એ લુંટારા કપડાં ઘરેણાં માંગશે; કુંવર લુંટારાને કાંઇ આપશે નહિ અને તેમની સાથે લડશે અને પછી મોટે માર્ગે થઇને ફેરમાં જશે એટલે માર્ગમાં તેનો પ્રાણ જશે.

કાગડીએ પૂછ્યુંઃ પણ કોઇ રીતે એમાંથી એ કુંવર બચી જશે તો ?

કાગડો બોલ્યોઃ તો વળી ત્રીજી ઘાત તેને નડશે.

પ્રેમનગરમાં પહોંચતાં, તૂટશે ગઢનું બાર,
કુંવર ચગદાઇ જશે, વરતશે હાહાકાર. ૩૫૭

જ્યારે કુંવર પોતાને ગામ પ્રેમનગર પહોંચશે ત્યારે ગઢના દરવાજામાં થઇને ગામમાં જતાં દરવાજો જ કુંવર ઉપર તુટી પડશે અને તેથી કુંવર ચગદાઇને મરણ પામશે.

કાગડીએ પૂછ્યુંઃ એ ઘાતમાંથી એ કુંવર બચી જાય તો શું થાય?

કાગડો બોલ્યોઃ તો એ વળી ચોથી ઘાત તેના ભાગ્યમાં લખી છે.

પોઢી પલંગે જોડલી, ઉપર વરસશે ઝેર,
પહેલી રાત્રે જ કુંવરજી, મરશે ને થશે કેર. ૩૫૮

પ્રેમનગરમાં પહોંચીને પહેલી જ રાત્રે કુંવર તથા રાણી રંગમહેલમાં સૂવા જશે અને પલંગ ઉપર પોઢી જશે; તેમના ઉપર ઉંચેથી ઝેર વરસશે અને તેથી કુંવરનું મરણ થશે.

કાગડીએ પૂછ્યું: શું એ મરણ કોઇ રીતે ન ટળે ?

કાગડો બોલ્યો: એક રીતે એ મરણ ટળે ખરૂં. જો આપણી આ વાત સાંભળીને તે ઘાતમાંથી કુંવરને કોઇ વાળે તો તેનું મરણ ટળે, પણ એ વાત કોઇને તે કહે તો તેનું પોતાનું જ મોત થાય.

સાંભળી આપણી વાતડી, કહે જો બીજે કાન,
તો તે કહી દેનારનો નિશ્ચે જાયે જાન. ૩૫૯

આ બધી વાત સાંભળીને શિવાનંદ તો મોટી ચિંતામાં પડયો. પોતે સાંભળેલી વાત બીજા કોઇને તે કહી શકે નહિ. કુંવરને જો આ વાત કહે તો શિવાનંદ પોતે મરણ પામે. કુંવરને વાત કહેવી નહિ અને આ બધી ઘાતોમાંથી તેને બચાવવો કેવી રીતે તેનો તેને મોટો વિચાર થઇ પડયો. એટલામાં રથ વડ હેઠળ આવીને ઊભો અને કુંવર પણ ત્યાં આવીને અટકયો. રથના ઘોડાને દોટમદોટ અહીંસુધી લાવ્યા હતા એટલે વડના છાયામાં ઘોડાને જરા આરામ આપવાનો કુંવરનો વિચાર હતો. આથી તેણે શિવાનંદને કહ્યું કે ઘોડો અહીં જરા વિસામો લે, ત્યારપછી આપણે આગળ ચાલીશું એમ કહી કુંવર ઘોડાપરથી ઉતરીને આમ તેમ ફરવા લાગ્યો અને મેનાકુંવરી પણ રથમાંથી નીકળીને કામલતાની સાથે ફરવા લાગી.

એકાદ ઘડી થઇ એટલે કુંવર પાછો ઘોડે ચડયો અને કુંવરી પણ રથમાં બેઠી. ગઢવીએ રથ હાંકવા માંડયો એટલે શિવાનંદ બોલ્યો: રહો, રથને ઉલટો ફેરવી, વડની ફરતી પરકમ્મા કરીને પછી આગળ ચાલો. કુંવર કહે કે આમ સીધો મારગ છે ને આમ

વડની ફરતો ફેરો ફરવા શું કામ જવું પડે ? શિવાનંદના ધ્યાનમાં હતું કે સીધે માર્ગે રથ હંકાય તો પેલી ડાળ તુટીને રથ તથા કુંવર ઉપરજ પડે, પણ એવો ખુલાસો કુંવરની પાસે કરી શકાય તેમ નહોતું, એટલે તેણે કહ્યું કે—અત્યારે એવું ચોઘડીયું છે કે જો રથને આમ ફેરવીને ચલાવીએ તો આપણું કલ્યાણ થાય. કુંવરને લાગ્યું કે શિવાનંદ ખોટો વહેમ રાખે છે અને રથને આમ ફેરમાં લઇને નકામો વખત ગાળે છે. તેને એમ ફરવાનું ગમ્યું નહિ પણ શિવાનંદ તો રથનો રસ્તો રોકીને આડો ઉભો હતો અને ગઢવીને રથ ફેરવવાનુંજ કહેતો હતો એટલે કુંવર કશું બોલી શક્યો નહિ. ગઢવીએ રથ ફેરવ્યો. વડની હેઠળથી થડની આસપાસ ફરીને પેલી ડાળી હેઠળથી નીકળ્યા વિના રથ આગળ ચાલવા લાગ્યો. કુંવર પણ રથની સાથે ચાલ્યો અને શિવાનંદ તેની પાછળ ચાલવા લાગ્યો થોડે છેટે જઇને તેણે પાછું વાળીને વડની સામે જોયું એટલામાં પેલી ડાળ ઉપરથી કાગડો—કાગડી ઉડયાં અને તુરત કડડાટ કરતી ડાળ તૂટીને ભોંયે પડી, જાણે તેની ઉપર કારમી વીજળી પડી ન હોય. શિવાનંદે આ નજરોનજર જોયું અને કાગડાની વાણી સાચી હતી તે તેને સમજાયું, પણ કુંવરના જોવામાં એ કાંઇ ન આવ્યું. શિવાનંદે કુંવરને એ બતાવ્યું પણ નહિ, કારણકે જો બતાવે તો ડાળ પડવાનું પહેલાંથી તેણે શી રીતે જાણ્યું એ વાત કુંવર પૂછે અને કુંવર પાસે ખુલાસો કરવો પડે. તેમ કરે તો કાગડાની વાણી મુજબ પોતાનું મોત થાય.

કેટલેક દૂર જતાં ત્રણ ઘોડેસવારો રથનો મારગ રોકીને ઉભા. કુંવરે હાક મારી કે અલ્યા, કેમ રસ્તો રોકીને ઉભા છો ? દૂર હઠો નહિતો મેથીપાક ખાશો.

એ ત્રણે લુંટારા હતા, એટલે તેમાંનો એક બોલ્યોઃ જોયો જોયો હવે મેથીપાક ખવાડનારો, ઝટ લુગડાં-ઘરેણાં મૂકીને ચાલતો થા, નહિતો જોયા જેવી થશે. તું અમને ઓળખે છે ? અમે તો મામા છીએ મામા !

કુંવરે ઝબ દેતી કે તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને કહ્યું: મામા હો તો ભાણેજના હાથનો સવાદ ચાખવા આવી જાઓ ! તમે લુંટારા છો તો હું ક્ષત્રી બચ્ચો છું, તમને ત્રણેને હું એકલોજ પહોચી વળીશ !

એમ કહેતો કે કુંવર લુંટારા સામે ખુલ્લી તલવારે ધસ્યો. શિવાનંદે પોતાના ઘોડાને વચમાં મૂકીને તેને થોભાવ્યો અને કહ્યું કે કુંવરજી, સહસા કામ કરવું એ સારૂં નહિ. આપણે બે છીએ અને એ ત્રણ છે !

કુંવર બોલ્યોઃ અરે, એ ત્રણ છે તો તેમના શા ભાર છે ! હું એ ત્રણેને પહોંચી વળું તેવો છું. મને જવા દે !

શિવાનંદે કહ્યું: એમ તો તમે એકલા નથી પણ હું એ તમારી સાથે છું અને આપણો ગઢવી પણ છે, પણ એક બીજો વિચાર કરવાનો છે. આપણે અહીં લડીશું અને કદાચ કોઇ ઘાયલ થયું તો આપણે રોકાઇ રહેવું પડશે, અને આપણી પાછળ આપણને પકડવા માટે જરૂર બહાર નીકળી ચૂકી હશે. અહીં જો લડવા માટે રોકાઇશું તો આપણી પૂરી ખરાબી થશે.

કુંવર બોલ્યોઃ એટલે શું હું એ લુંટારાઓને હાથે લુંટાઉં ? શું હું બાયલો છું ?

શિવાનંદ બોલ્યોઃ પણ આપણે હજી ગામથી બહુ દૂર ગયા નથી અને કદાચ રાજાનાં માણસો આવશે તો કુંવરીને પાછી લઇ જશે;

એથી આપણું નાક કપાયા જેવું થશે, માટે મારૂં કહેવું એમ છે કે આપણે એ લુંટારાને થોડું ઘણું આપીને કાઢીએ, એટલે મોડું નહિ થાય.

કુંવર તો શિવાનંદની આ વાત સાંભળીને તેની ઉપર ગુસ્સે થયો. તે બોલ્યોઃ ગમે તેવો તોએ તું બ્રાહ્મણ ખરો ને? કહ્યું છે કે બ્રાહ્મણ હોય તે ભીખ માગે અને મગવે! તેમ તું મને અત્યારે લુંટારાને હાથે જાણી જોઇને લુંટાવાનું કહે છે! મારા શા ભોગ લાગ્યા કે મેં તારી સોબત કરી?

શિવાનંદે તેથી જરાએ ખોટું લગાડયું નહિ. તેણે લુંટારાને પૂછ્યુંઃ અલ્યા ઓ, તમારે શું જોઇએ છે? જુઓ, આ આણું વળીને સાસરે જતી બાઈનો રથ છે, માટે જે બોલો તે વિચાર કરીને બોલજો.

એક લુંટારાએ કહ્યુંઃ અમારે તો તમે ત્રણે જણે જે લુગડાં અને ઘરેણાં પહેર્યાં છે તે જોઇએ છે, માટે ઝટપટ ઉતારી આપો!

આ સાંભળીને કુંવરનો પિત્તો ઉછળી આવ્યો અને તે બોલ્યોઃ હું તો કશું આપવાનો નથી, તમે ત્રણે જણા મારી એકલાની સામે આવી જાઓ.

શિવાનંદે કહ્યુંઃ કુંવરજી! લડવામાં સાર નથી. આપણને મોડું થાય છે. લુંટારાનો તો ધંધોજ લુંટ કરવાનો છે. આપણ જેવા તેમને હાથ પડે અને તેમનું દળદર ન જાય ત્યારે તે બિચારા લુંટે બીજા કોને?

કુંવરે કહ્યુંઃ તું તો જાણે મોટો દાનેશ્વરીનો દીકરો! લુંટારાઓને દાન કરવા નીકળ્યો છે કે શું? શિવાનંદ, આજ તારી મતિ ફરી ગઇ લાગે છે. વડ હેઠળથી નીકળતાં જ કોણ જાણે તારી મતિમાં ફેરફાર શાથી થઇ ગયો છે તે સમજાતું નથી. તેં રથને ચકાવામાં

લઇને મોડું કરાવ્યું અને અહીં હવે ઉતાવળ કરવાને લુંટાવા તૈયાર થયો છે, તેનું કારણ શું ?

શિવાનંદ બોલ્યોઃ કુંવરજી ! એનું કારણ વખત આવ્યે સમજાશે. અત્યારે તો આ લુંટારાઓને ઘરેણાં ને કપડાં ઉતારી આપો, અને જો તેમની સાથે લડવું જ હોય તો પહેલાં તમારી તલ્વારથી મારૂં ગળું કાપો, બ્રહ્મહત્યા કરો અને પછી ખુશીથી લડો !

( દોહરો. )

સુખ દુઃખ સાથે ભોગવ્યાં, ટાઢ--તાપ સહ્યાં સાથ,
એવા મિત્રને મારીએ, તો કોપે દીનો નાથ. ૩૬૦

શિવાનંદનાં આવાં વચન સાંભળીને કુંવર ઢીલો થઇ ગયો. તેને શિવાનંદ ઉપર ક્રોધ તો ચડયો હતો, પણ અત્યારે હવે તેના કહ્યા પ્રમાણે ચાલીને નભાવી લેવું, એક વાર પ્રેમનગર પહોંચ્યા પછી બધી વાત, એમ વિચારીને કશું વધુ બોલ્યા ચાલ્યા વિના પોતાનાં સુંદર કપડાં ને ઘરેણાં કુંવરે ઉતારી આપ્યાં. પછી શિવાનંદે ઉતારી આપ્યાં અને ગઢવી પાસે પણ ઉતરાવીને એ બધું લુંટારાને સોંપ્યું. લુંટારા ખુશી થતા ઘોડા દોડાવતા ચાલ્યા ગયા પછી ત્રણે જણાએ પોતાની પાસેનાં જૂનાં કપડાં પહેરીને ચાલવા માંડયું.

અત્યારસુધી આ બધું મુંગે મોઢે જોઇ રહેલી કુંવરીએ વિચાર કર્યો કે આ બ્રાહ્મણ કોઇ ચતુર અને ભેદભરેલો માણસ જણાય છે. પોતાને હાથે લુંટાવાની સલાહ આપવામાં તેનો કાંઇ ઉંડો ભરમ હોવો જોઇએ; પણ એ ભરમની તેને કશી સમજ પડી નહિ. તે તો વિચાર કરતી જ રથમાં બેસી રહી.

થોડે આગળ ચાલતાં બે રસ્તા આવ્યા. એક રસ્તો ટુંકો અને પહાડની વચ્ચે થઇને જતો હતો અને બીજો રસ્તો ઘણો લાંબો

ફેરમાં જતો હતો. શિવાનંદે ગઢવીને ટુંકે રસ્તે રથ હાંકવાનું કહ્યું કે તુરત કુંવરે કહ્યું. શિવાનંદ! આવતી વખતે એ રસ્તે આપણે કેટલા હેરાન થયા છીએ તે તું ભૂલી ગયો છે કે શું? તે વખતે તો આપણે ત્રણે પુરૂષો હતા, પણ આ વખતે તો આપણી સાથે ત્રણ બૈરાં છે, અને આ માર્ગે આપણી કેવી દશા થશે તેનો તું વિચાર કરે છે કે નહિ?

શિવાનંદ બોલ્યોઃ કુંવરજી! હું તમારો શત્રુ નથી પણ મિત્ર છું એ માટે તો તમારી ખાત્રી છે ને?

કુંવરે કહ્યું, હા. શિવાનંદ બોલ્યોઃ તો પછી હું કહું છું તેમ કરો! આવતી વખતે મેં તમને મોટે માર્ગે આવવાનું કહ્યું હતું, પણ તમે માન્યું નહિ તો આપણે દુખી થયા. હવે હું આ માર્ગે ચાલવાનું કહું છું તેમાં આપણ ત્રણેનું ભલું છે.

કુંવરે પૂછયું; ભલા માણસ! શું રાક્ષસના મ્હોંમાં જઇ પડવાથી, ચૂડેલના પંજામાં ફસાવાથી, મગરના ડાચામાં જઇ પડવાથી કે બળતાં વનોમાં થઇને જવાથી આપણું ભલું થવાનું છે?

શિવાનંદ બોલ્યોઃ જુઓ કુંવરજી! આ મોટે રસ્તે થઇને જઇશું તો આપણને જસરાજની જાન મોટી સવારી સાથે આવી મળશે અને મેનાકુંવરી આપની સાથે છે તે જોતાંજ તે આપણને બધાને પકડીને મારી નાંખશે. વળી આપણી પાછળ જે વ્હાર ચઢી હશે તે મોટે રસ્તેજ આપણી તપાસ માટે જશે. આ રસ્તે તે આવવાની જ નહિ. આ કારણથી આ રસ્તે આપણે થોડા વખતમાં જ નિર્ભય થઇ જઇશું.

કુંવર બોલ્યોઃ પણ નિર્ભય થવા જતાં આપણે જાણી જોઇને ભયમાં જ જઈએ છીએ તે તું કેમ ભૂલે છે? મેના રાણી! આ મારગ કેવો ભયંકર છે તે તમે પણ જાણતાં હશો.

મેના રથમાંથી બોલીઃ એ માર્ગે કોઇ માણુસ જતું આવતું નથી. પણ જેને રામ રાખે તેને કોણ ચાખે ? શિવાનંદ મહારાજની સલાહ જો આ માર્ગે જવાની હોય તો ભલે એ માર્ગે ચાલો !

મેનાની આવી ઢીલી વાત સાંભળીને કુંવરને પણ વિચાર થઇ પડ્યો. તે બોલ્યોઃ શિવાનંદ, તારી આ બધી અવળી વાતો સાંભળીને હું તો હવે મુંઝાઇ જઉં છું. તું મારો મિત્ર છે, પણ જો તું બ્રાહ્મણ ન હોત, તો તારૂં માથું કાપીને પણ હું લુંટાત નહિ. અને અહીં વળી તું આવી હઠ લઇને બેઠો છે !

શિવાનંદ બોલ્યો; કુંવરજી ! મારીએ હઠ હશે પણ એ હઠ આપણુ બધાના કલ્યાણુ માટેની છે એમ તમે માની લ્યો. હું તમને ફસાવવા તો આ માર્ગે નહિ લઇ જતો હોઉને ?

કુંવરને વિચાર થયો કે શી ખબર ભાઇ ? કોઇએ કાંઇ કોઇના પેટમાં હાથ ઘાલ્યો છે ? આ ગઢવીને ઘણો સારો માણુસ ધારીને સાથે લીધો હતો, પણ તેણે દગો કર્યો'તો જ ને ? તેમ શિવાનંદની મતિ ફરી ગઇ હોય, અને મેનાકુંવરીને ઉપાડી જવાની દાનતથી તે આમ કરી રહ્યો હોય તો ?

પણ કુંવરને વળી પાછો વિચાર થયો કે, ના, ના, ગઢવી તો હલકો માણુસ હતો, પણ શિાનંદ જેવો બ્રાહ્મણુ એવું કદી ન કરે. વળી આ માર્ગે જવાથી કાંઇ આફત આવશે તો તેમાંથી તે પણુ કાંઇ બચી જવાનો નથી. તે પણ સૌની સાથે મુસ્કેલીમાં આવી પડશે.

આમ વિચાર કરીને પ્રભુનું નામ લઇને એ ટુંકા પહાડી રસ્તે કુંવરે પોતાનો ઘોડો ચલાવ્યો અને રથ તથા શિવાનંદ પણ એ માર્ગે ચાલ્યા. આ વખતે એક પહોર દિવસ ચડી ગયો હતો.



## પ્રકરણ ૪ થું.

( સોરઠો )

શુકન ફળ્યાં છે સાર, લૂંટ તો લાખેણી મળી,
ફીટયાં દળદર ભાર, ભાગી ગઇ ભુખ કારમી. ૩૬૧

જરાએ ધીંગાણું કર્યા વિના સારી પેઠે લૂંટ મળી ગઇ, તેથી લુંટારાના આનંદનો તો પાર નથી. એક લુંટારો બોલ્યો: "અલ્યા રામલા! આવી લૂંટ તો આપણને કોઇ દી મળી નથી. આવાં સારાં લુગડાં ને ઘરેણાં મળ્યાં અને વળી રાજી ખુશીથી કોઇ રાજકુંવર જેવાએ ઉતારી આપ્યાં, એ તો ભારે વાત થઇ હોં."

રામલો બોલ્યો: "ઇ તો પેલો ભરામણ ડરી ગીયો'તો ને, તેણે ઇ કુંવરને સમજાવી સમજાવીને ઉતરાવ્યાં. કોઇને તો ઇમ લાગે કે જાણે ઇ આપણો સાગરીત હોય અને આપણને લૂંટ અપાવતો હોય."

કુબેરો બોલ્યો: "પણ હું નોતો કે'તો કે આજે શકન સારાં થીયાં સે, પણીયારી પાણીનું બેડું ભરીને આથેસે, તેથી લૂંટ સારી મળશે: તે મળી ગઈ કે નઇ?"

રામલો બોલ્યો: "અલ્યા હા, તું શકનપારખુ તો સારો નીકળ્યો. પણ શામલા, હવે આ સારાં લુંગડાંને શું કરવાં સે? આ ચીંથરાં પેર્યાં સે તે કાઢીને ફેંકી દઇએ અને આ રૂપાળા વાગા પેરી લઇએ તો ચેવું?"

શામલો બોલ્યો: "હં મારા બાપા! હવે તો ભવની ભાવઠ ભાગી સે. આ ઘરેણાં વેસી દઇશું તો આપણે બધા જીવશું તાંલગી ખાશું, પસી શી ફકર સે? લે, ત્યારે પેલાં હું જ નવો વાગો પેરૂં."

ત્રણે લુંટારા ઘોડાપરથી ઉતર્યા. જૂનાં, મેલાં અને ફાટેલાં કઠીયાં ને ચોરણા ઉતારીને તેમણે લૂંટમાં મળેલાં લુગડાં પહેરી લીધાં. શિવાનંદ અને ગઢવીનાં કપડાં કાંઇ બહુ ઉંચી જાતનાં નહોતાં. પણ લુંટારાને મન તો રૂપાળા વાગા જેવા જ હતા. ત્રણે જણાએ હરખાતાં હરખાતાં નવાં કપડાં પહેર્યા અને જુનાં કપડાં ફેંકી દીધાં. કપડાં પહેર્યા પછી એક બીજાની સામે જોઇને ત્રણે જણા મલકાવા લાગ્યા. શામલો બોલ્યોઃ "અલ્યા રામલા! કોક મારગમાં મળે અને પુસે કે ચીયા ગામના ઠાકોર સો તો શું કેશું?"

રામલો બોલ્યોઃ "ઇમાં તે શું ફકર સે? હું કહીશ કે બાપુ સૂરજપુરના ભાયાત સે ને હું ઇમનો કારભારી સું."

શામલો બોલ્યોઃ "હા. ઇ વાત ખરી. અને કુબેરા, તારે ઇમ કેવું કે હું બાપુનો ગોઠીયો સું."

કુબેરો બોલ્યોઃ "હા, હા, ઇમ જ કહીશ. હવે ઘોડા પર બેશીને હાલો."

ત્રણે જણા ઘોડાપર સવાર થયા, અને મલપતા મલપતા ચાલ્યા.

(દોહો)

રાક્ષસ વાટ જોઇ રહ્યો, કે કયારે મળે શિકાર,<br>ઘોડેસવાર જોઇ આવતા, વાધ્યો હરખ અપાર. ૩૬૨

હવે પેલો રાક્ષસ કે જેણે મંગળસિંહ, શિવાનંદ અને ગઢવીને પકડીને પોતાની ગુફામાં પૂર્યા હતા, તે આ મોટા મારગ પર તેમના પાછા ફરવાની વાટ જોઇને બેઠો છે. પોતાની ગુફામાંથી એ ત્રણે છટકી ગયા અને વળી જતા તથા વાંદરાને પણ છોડાવીને ગુફા ખોદીને નાસી છૂટયા તેથી રાક્ષસને બહુ ક્રોધ ચડયો છે.

રાક્ષસ જાણુતો હતો કે તેઓ કોઇ અજાણ્યા પરદેશી હતા અને ભૂલથી પર્વતને ટૂંકે માર્ગે આવી ચડયા હતા. પાછા ફરતી વખતે તેઓ ફરીથી ટૂંકે માર્ગે નહિ આવે પણ મોટે માર્ગે જ આવશે એવું ધારીને તે રોજ આ મોટા માર્ગે આવીને બેસતો અને પેલા ત્રણે જણાના આવવાની વાટ જોતો. તેના મનમાં એવું તો વેર વસી રહ્યું હતું કે કોઈ પણ રીતે એ ત્રણે જણુને પકડીને ખાઈ જવા, તેથી તે એ માર્ગે તેમની જ રાહ જોતો આખો દિવસ બેસી રહેતો. એમ રાહ જોતાં દસેક દિવસ થવા આવ્યા પણ તે થાકયો નહિ. પણ આજે આ ત્રણ લુંટારાને રાજકુંવર, બ્રાહ્મણ અને ગઢવીનાં કપડાં પહેરીને ઘોડાપર આવતા જોતાં જ તેના હરખને પાર રહ્યો નહિ. તેણે જોયું કે જે ત્રણ જણ પોતાની ગુફા તોડીને નાસી છૂટયા હતા, તેજ ત્રણે જણા હવે પાછા આવે છે! એ ત્રણે જણુને પકડીને કાચા ને કાચા ખાઇ જવા તેની જીભ સળવળાટ કરી રહી, પણ તે અધીરો થયો નહિ અને મારગપરના એક ઉંડા કોતરમાંજ તેમના નજીક આવવાની વાટ જોઇને બેઠો. લુંટારા વાતો કરતા કરતા અને મનમાં મલકાતા મલકાતા નજીક આવ્યા કે તુરત કોતરમાંથી નીકળીને તેણે પડકાર કર્યો કે "ઊભા રહો!" આ પડકાર સાંભળતાં જ ત્રણે જણા ખમચાઇને ઊભા! રાક્ષસ છલંગ મારતો તેમની પાસે પહોંચ્યો અને ત્રણેને પગ પકડી પકડીને ઘોડાપરથી હેઠા પાડયા! "ઓ બાપ! આ તો પેલો રાખસસ!" એવું ત્રણેના મ્હોંમાંથી નીકળી ગયું. રાક્ષસ બોલ્યો: "હા, એકવાર તો તમે છટકયા'તા, પણ આ વખતે હું તમને છોડવાનો નથી." એમ કહેતાં જ તેણે બે જણુને ઉંચકીને પોતાની બે બગલ નીચે દબાવ્યા અને ત્રીજાનો ચોટલો પકડીને ઘસડતો સાથે લીધો! ત્રણે જણા ચીસો નાખવા લાગ્યા પણ રાક્ષસને કાંઇ દયા હોય!

(ચોપાઇ)

દયા દેવને દિલડે વસી, દાનવના દિલમાં નહિ કશી,
સાગરમાંથી નીકળ્યું ઝેર, પીધું શીવે કરી જગપર મ્હેર. ૩૬૩

રાક્ષસ તો એ ત્રણેને ઉચકીને પોતાની ગુફામાં લઇ ગયો. રાક્ષસને ખબર નથી કે આ ત્રણ જણા તો જૂદા જ માણસો છે અને ત્રણે જણાએ ફકત મંગળસિંહ, શિવાનંદ તથા ગઢવીનાં કપડાં જ પહેર્યાં છે. પરન્તુ એ રીતે મંગળસિંહના માથાપર ભમતું મોત લુંટારાના નસીબમાં લખાએલું હોય તે કેમ મિથ્યા થાય ?

એ ત્રણે લુંટારાના ઘોડા તો રાક્ષસને જોઇને એટલા ભડકયા કે ત્રણે ઘોડા છલંગો મારતા નાઠા. રસ્તામાં લાટ દેશના રાજા જસરાજની જાન આવતી હતી. જાનમાંના માણસો સવાર વિનાના ઘોડા જોઇને અચરજ પામ્યા અને તેમણે ઘોડાને પકડવા માંડયા, પણ ઘોડા એટલા ભડકેલા અને એવા કુદતા કુદતા જાય કે કોઇ-નાથી પકડાયા જ નહિ અને સીધે માર્ગે નાસવા લાગ્યા. બહુ દોડ-વાથી ઘોડા હાંફી રહ્યા છે, તેમને મોઢે ફીણ તો માતું નથી, રાક્ષ-સની એટલી ધાક પેસી ગઇ છે કે ઘોડા કોઇ વાર થોભે છે અને પાછું વાળીને જુએ છે કે તુરત ભડકે છે અને પાછા દોડવા લાગી જાય છે. આમ દોડતાં દોડતાં કેટલાએ ગાઉ તેઓ નીકળી ગયા અને જયારે દોડવાની શકિત રહી નહિ ત્યારે હાંફતા હાંફતા રસ્તા પર પડયા ! થોડી વારમાં તો ત્રણે ઘોડાનો પ્રાણ નીકળી ગયો.

હવે પર્વતને માર્ગે મંગળસિંહ અને શિવાનંદ ચાલ્યા જાય છે. સાથે મેનાકુંવરીનો રથ ચાલી રહ્યો છે. મંગળસિંહ અને ગઢ-વીનું હૈયું થડક થડક થયા કરે છે, કારણકે તેમણે એજ પર્વતમાં

ધોળે દીએ તારા દેખ્યા છે. હમણાં રાક્ષસ આવશે ને સૌને પકડશે એવી બીક તેમના મનમાં દોડાદોડ કરે છે. પણ શિવાનંદના મનમાં એવી બીક નથી, કારણકે કાગડાએ કાગડીને કહેલી વાત ઉપરથી તે જાણતો હતો કે કુંવરને માથે મોતનો ડર તો મોટે મારગે છે, પણ નાને મારગે એવો કાંઇ ડર નથી. મેનાકુંવરીએ આ પર્વતમાં ભૂતો ને રાક્ષસો રહે છે એવી ઘણીએ વાતો સાંભળી હતી, તેથી તેના મનમાં ડર તો હતો, પણ શિવાનંદના ડહાપણ ઉપર તેનો વિશ્વાસ હતો અને રામ રાખે તેને કોણ ચાખે એ કહેવત ઉપર તેને ભરોસો હતો એટલે તે મનમાં બહુ ડરતી નહોતી. પણ જયા અને કામલતાના મનમાં તો એકસરખો ભય હતો. જયા પણ રાક્ષસની ગુફામાં પુરાએલી હતી પણ તેણે એ વાત કુંવરીને કહી નહિ, કારણ કે તેણે જાણ્યું કે જો પોતે વાત કહેશે તો કુંવરી બ્હીશે અને વળી પોતાના મનમાન્યા ભરથાર શિવાનંદનું વેણ અફળ જશે. આથી તે મનમાં તો બ્હીતી હતી પણ પોતાની બીક તેણે કોઇને કહી બતાવી નહિ.

મજલ દર મજલ કરતાં સૌ આગળ ચાલ્યાં પણ તેમને કશી હરકત પડી નહિ. ન તો રાક્ષસ જોવામાં આવ્યો, ન તો પેલી ચૂડેલ જોવામાં આવી, ન તો કયાંઇ દવ લાગેલો દેખાયો. સાંજ પડયા પહેલાં તો તેઓ આખો પર્વત ઓળંગીને તેમાંથી નીકળ્યા અને એક વડના ઝાડની હેઠળ રથ છોડી તેમણે આરામ લેવા માંડયો.

શિવાનંદ ઘોડાપરથી ઉતરવા જતો હતો ત્યાં થોડેક દૂર તેની નજર માર્ગમાં પડેલા ઘોડા પર પડી. તે પોતાના ઘોડાને તે સ્થળે દોડાવી ગયો અને જોયું કે સવારીના સામાનથી સજ્જ કરેલા ઘોડા મૂએલા પડયા છે. શિવાનંદે ઘોડાને ઓળખ્યા. પેલા ત્રણ

લૂંટારાના જ એ ઘોડા હતા. શિવાનંદ સમજી ગયો કે લુટારાઓને પેલો રાક્ષસ જ પકડીને લઇ ગયો હોવો જોઇએ અને કપડાં પરથી રાક્ષસે તેમને લુટારાને બદલે પોતાના નાસી છૂટેલા કેદી માન્યા હોવા જોઇએ. કાગડાની વાણી આ રીતે પણ બરાબર સફળ થએલી તેણે જોઈ અને તે મનમાં બોલ્યોઃ

(સોરઠા)

લીધું ઉછીનું મોત, મંગળસિંહનું અજાણમાં,
અમે આ મારગે હોત, તો ફળત વાણી કાગની. ૩૬૪
વિધિના અવળા લેખ, સવળા પડીયા કારમા,
કુંવરની અવળી રેખ, હજી પૂરી મટી નથી. ૩૬૫

શિવાનંદ પાછો રથ પાસે આવ્યો એટલે કુંવરે પુછ્યું: "ત્યાં શું હતું, કે તુ જોઇ આવ્યો ?"

શિવાનંદ જો ખરી વાત કહે કે પેલા લુંટારાને રાક્ષસ પકડી ગયો અને તેમના ઘોડા ત્યાં મૂએલા પડયા છે, તો કુંવર સાચી વાત જાણવાની હઠ પકડે, તેથી શિવાનંદે વાતને જરા ફેરવીને કહ્યું: "ત્યાં તો કોઇના ઘોડાનાં મુડદાં પડયાં છે. બીજું કાંઈ નથી." કુંવરે વધારે વાત પૂછી નહિ, એટલે ત્યાંથીજ વાત પતી ગઈ.

સાંજ પડવા આવી હતી અને સૂર્યપુરથી તેઓ ઘણે દૂર આવી પહોચ્યા હતા, એટલે કાંઇ ચિંતા રહી નહોતી. સૂર્યપુરની બ્હાર એટલે દૂર આવે તેવો સંભવ પણ નહોતો, એટલે એ ઠેકાણેજ રાત ગાળવાનો ઠરાવ કરીને સૌ આરામ લેવા લાગ્યા. સાથે ભાતું આણ્યું હતું તેમાંથી સૌએ ખાધું અને પછી સૌએ સૂવાની તૈયારી કરી.



# પ્રકરણ ૫ મું.

(દોહરો)

વગડામાં વાસો કર્યો, નીંદર ઝકોળા ખાય,
વારાફરતી પહેરો ભરે, રાતલડી વહી જાય. ૩૬૬

એક પહોર રાત બીતી ગઇ ત્યાંસુધી તો સૌ વાતો કરતાં બેઠાં, પણ પછી સૌએ પથારીઓમાં પડી ઉંઘવા માંડયું. વારાફરતી એક જણ પહેરો ભરે એવું ઠરાવ્યું અને સૌથી પહેલાં ગઢવીએ પહેરો ભરવા માંડયો. થોડી વાર થઇ ને જ્યાં સૌનાં નેણમાં નીંદર ઝકોળા ખાવા લાગી, ત્યાં વડના ઝાડ ઉપરથી ધીમે રહીને કોઇ નીચે ઉતર્યું. ગઢવી એક બાજુ તાપણું સળગાવીને બેઠો હતો. તેણે તાપણાના અજવાળામાં જોયું કે ઝાડપરથી કોઇ નીચે આવ્યું છે, એટલે તુરત તેણે પોતાની તલવાર ઉપર હાથ નાંખ્યો. તેણે સામે જોયું તો એક મોટો વાંદરો તેના જોવામાં આવ્યો ! પણ આ વાંદરો બીજા વાંદરાના જેવો નહોતો. તેણે કચ્છ પહેર્યો હતો અને તેના હાથમાં ગદા હતી, તે ઉપરથી ગઢવી સમજી ગયો કે તે હનમાનજી છે. હનમાનજીએ કહ્યું: "ડરીશ નહિ અલ્યા ગઢવા!"

ગઢવીએ પૂછ્યું: "તમે કેમ આવ્યા છો બાપજી ?"

હનમાનજીએ કહ્યું: "હું આ વડ ઉપર રહુંછું અને જે કોઇ મારા વડ હેઠળ રહે તેની સાથે વાતો કરૂં છું."

"ભલે બાપજી ! આવો, આપણે વાતો કરીએ; મારે પણ પહેરો ભરવો છે એટલે જાગરણ કર્યા વિના છૂટકો નથી." ગઢવી બોલ્યો.

"ના, હું આ વડના થડથી દૂર જતો નથી, એટલે તારી પાસે નહિ આવું. પણ તું સાંભળ, હું તને એક વાર્તા કહું."

"ભલે બાપજી કહો." ગઢવીએ કહ્યું.

હનમાનજીએ વાર્તા કહેવા માંડીઃ હે ગઢવી! એક હતો રાજ-કુંવર. તેને એક ભરવાડના છોકરા સાથે ભાઈબંધી હતી. કુંવર રોજ ગામને પાદરે ઘોડો ખેલાવવા જાય અને ભરવાડનો છોકરો ગાયનું ધણ ચારવા જાય. વગડામાં બેઉ જણા મળે, વાતો કરે, અને ભાઈબંધી જમાવે. ભરવાડ કુંવરને ગાયનાં તાજાં દૂધ પાય અને કુંવર ભરવાડને ઘોડે બેસતાં અને તીર મારતાં શીખવે. એમ કરતાં ઘણા વરસ થઇ ગયાં અને બેઉ ભાઇબંધો પાકી જુવાનીમાં આવ્યા. ભરવાડ તીર મારતાં સારી પેઠે શીખી ગયો હતો તેથી હવે વગડામાં બેઉ ભાઇબંધો તીર મારવાની શરત રમતા હતા. એક વાર કુંવરે એક ટેકરા ઉપર આંબાનું ઝાડ હતું અને તેની ઉપર ઘણી કેરીઓ હતી તેમાંની એક કેરી ઉપર તાકીને તીર છોડયું. જેવું તીર કેરીને વાગ્યું કે કેરી નીચે પડી. કુંવરે ભરવાડને કહ્યું કે જા, એ કેરી લઇ આવ. ભરવાડ કેરી લેવા દોડયો પણ આંબા હેઠળ જઇને જુએ છે તો કેરી ન મળે, પણ જ્યાં કેરી પડી હતી ત્યાં એક ભમરો ગણગણ કરતો ઉડતો હતો. ભરવાડ ખાલી હાથે પાછો ફર્યો અને તેણે કુંવરને કહ્યું કે ત્યાં તો કેરી નથી પણ એક ભમરો ગણ ગણ કરે છે! કુંવરે ધાર્યું કે કેરી કયાંય આઘે ઉડી પડી હશે તે ભરવાડના જોવામાં નહિ આવી હોય. પછી ભરવાડે તીર ફેંકયું અને કેરી પડતી કુંવરે જોઈ કે તુરત કુંવર કેરી લેવા દોડયો, પણ જ્યાં આંબા હેઠળ જઇને જુએ છે, ત્યાં કેરી-બેરી ન મળે, પણ એક હાલો ઘુઘવાટ કરતો બેઠો હતો! કુંવરને વિચાર થવા લાગ્યો કે આ તે કેવો ચમત્કાર; કેરી પડતી દેખાય છે પણ જ્યાં જઇને જોઇએ છીએ ત્યાં કેરી હોતી નથી અને બીજું જ કાંઇ હોય છે! કુંવર પાછાં ભરવાડ

પાસે આવ્યો અને ભરવાડને કહ્યું કે આ વખતે પણ કેરી હાથ લાગી નહિ. કુંવરે હવે કેરીના એક ઝુમખા ભણી બરાબર તાકીને તીર છોડયું અને એક સામટી બે કેરીઓનું ઝુમખું નીચે પડતું તેના જોવામાં આવ્યું. તુરત ભરવાડ કેરીઓ લેવા દોડયો પણ કેરીઓ પડેલીજ નહિ ! એક પોપટને પોપટી કલબલ કરતાં આંબા હેઠળ બેઠાં હતાં તે ભરવાડ ત્યાં ગયો એટલે ઉડી ગયાં. ભરવાડને ખાલી હાથે પાછો આવતો જોઇ કુંવરને નવાઇ લાગી. તેણે ધાર્યું કે આ આંબામાં કાંઇ જાદૂઇ ચમત્કાર હશે કે શું ? હવે ભરવાડે તીર ફેંકયું અને કુંવર કેરી લેવા ગયો પણ આ વખતે કેરીને બદલે સાપ દેખાયો અને કુંવરને જોઇને આંબાના મૂળ પાસેના બાંકોરામાં પેસી ગયો ! કુંવરની હવે ખાત્રી થઈ કે આ કોઇ જાદુઇ આંબો છે અને કેરીને બદલે કાંઇ કાંઇ પ્રાણીઓ દેખાડે છે. કુંવરે પાછા ફરીને વળી એક તીર માર્યું અને ભરવાડ આંબા તરફ દોડયો. પણ આ વખતે ભરવાડ ત્યાં જઇને જુએ છે તો કેરીને બદલે આંબાના થડની ઓથે એક અપસરા જેવી રાજકન્યા તેના જોવામાં આવી.

(કવિત)

સેંથલે સિંદુર રેખ, નેન રેખ કાજળની,
કામિની કપાળ માંહી કરી રેખ કેસરી;
નથની હીરાની નાક, હીરાકણીયું બે આંખ,
હૈયે હીરા કેરો હાર, હલકે તેજે કરી;
પદમનું પત્ર પેટ, પદમના દંડ બાહુ,
પદમશું મુખ ખીલ્યું, ખામી તો નથી જરી;
સુંદર છે દેહ અને સુંદર છે શણગાર,
સુંદર સુધાની ધાર વસુધામાં સુંદરી. ૩૯૭

આવી મનોહર સ્ત્રીને ત્યાં બેઠેલી જોઇને ભરવાડ તો અચંબો પામ્યો અને તેણે તે સ્ત્રીને પૂછ્યું કે હે બાઈ તમે કોણ છો? પેલી સ્ત્રી બોલી: હું દુખની મારી એક રાજકન્યા છું અને આ અજાણ્યા દેશમાં હું કોઇને ઓળખતી નથી. પણ આ દુઃખમાંથી મારો છૂટકો તો તમેજ કર્યો ને? આ આંબાની કેરી ઉપર તીર મારનાર તમેજ છો ને? ભરવાડે હા કહી અને રાજકન્યા બોલી કે ત્યારે હું હવે તમને પરણવાની માટે મને તમારે ત્યાં લઇ જાઓ. ભરવાડ તો આ સાંભળીને બાઘા જેવો થઈ ગયો પણ આવી સ્ત્રી પોતાને મળશે એ જાણીને તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તેને પૂછ્યું કે, તમે કયા દેશનાં વાસી છો અને આંબા પર કેવી રીતે લટકી રહેલાં હતાં? રાજકન્યાએ કહ્યું કે હું કાસ્મીર દેશની રાજકન્યા છું. એક વાર હું મારા બગીચામાં રમતી હતી ત્યાં એક પરદેશી જાદુગર બાવાનો વેશ પહેરીને આવ્યો. તેણે મને કહ્યું કે મારે શંકરની પૂજા કરવા માટે ફૂલ જોઇએ છે તો બગીચામાંથી બેચાર ફૂલ ચુંટી આપ. તેને બે ચાર ફૂલ ચુંટીને આપવા માટે હું તેની પાસે ગઈ, એટલામાં તો તેણે પોતાની ઝોળીમાંથી રાખની ચપટી લઇ મારી ઉપર ફેંકી અને હું કેરીનું ફળ બની ગઇ! એવાં બીજાં ઘણાં ફળ તેની ઝોળીમાં હતા. એ જાદુગરે અહીં આવીને એક આંબો વાવ્યો અને પછી પોતાના જાદુના બળથી એ બધી કેરીઓને આંબે લગાડી દીધી! એવી રીતે કેટલાંએ વરસથી હું અહીં લટકી રહી હતી. એ જાદુગર તો મરી ગયો છે અને મને અહીંથી હવે કોણ કયારે છોડાવશે તેની ચિંતા થયા કરતી હતી. એટલામાં તમારૂં તીર વાગવાથી મારો છૂટકો થયો. મેં વ્રત લીધું છે કે જે કોઇ મને આ દુઃખમાંથી છોડાવશે તેનેજ હું પરણીશ. તમેજ મને છોડાવી માટે હવે હું તમ-

નેજ પરણીને મારૂં વ્રત પૂરૂં કરીશ. આ વાત સાંભળીને ભરવાડ બોલ્યોઃ એ વાત ઠીક છે, પણ થોડી વાર તમે અહીંજ બેસી રહો. સાંજે હું ધણ વાળીને નેસડે જઇશ ત્યારે તમને તેડતો જઇશ. રાજકન્યાએ એ વાત કબૂલ રાખી અને તે આંબાના થડની ઓથેજ બેસી રહી. ભરવાડ પાછો રાજકુંવર પાસે આવ્યો અને રાજકન્યાની વાત છુપાવીને બોલ્યો કે રાજકુંવર! આ વખતે તો ત્યાં કંઈને બદલે એક ગધેડું બેઠું હતું તે મને જોઇને જ ભૂંકવા મંડયું અને ભડકીને ભાગી ગયું. રાજકુંવરને વિચાર થયો કે-આ કેવી નવાઇની વાત? કોઈ નાનું પક્ષી હોય તો મારા જોવામાં ન આવે, પણ શું ગધેડા જેવું મોટું પ્રાણી પણ હું જોઈ ન શકયો અને તેનું ભૂંકણ પણ મારા સાંભળવામાં ન આવ્યું? આથી કુંવરને વહેમ પડયો અને તે બોલ્યો, ચાલ, આપણે બેઉ ત્યાં જઇને જોઇએ. ભરવાડે કુંવરને સમજાવ્યું કે-ગધેડું તો ભાગી ગયું છે એટલે તે હવે કયાંથી જોવામાં આવશે? પણ કુંવરે હઠ લીધી કે-તું સાથે ચાલ, મારે ખાત્રી કરવી છે. ભરવાડ મનમાં ગભરાયો તો ખરો, પણ તેને કુંવરની સાથે જવું પડયું. બેઉ જણ આંબા પાસે પહોંચ્યા અને જઇને જુએ છે તો રૂપરૂપના અંબાર સરખી રાજકન્યા બેઠી છે. કુંવરે એકદમ તલ્વાર ખેંચીને ભરવાડ સામે ઉગામતાં કહ્યુંઃ અલ્યા હરામખોર, શું તું મારી સાથે દગો રમ્યો અને મને જુઠી વાત કહી? હવે તો તને મારી નાંખ્યા વિના રહું નહિ. ભરવાડ કુંવરને પગે પડયો અને બોલ્યોઃ બાપજી! મેં ભૂલ કરી, હવે મને માફ કરો. હવે કોઇ વાર હું આવું ઠગાઈનું કામ નહિ કરૂં. રાજકન્યાએ પણ કુંવરને ભરવાડ ઉપર દયા કરવાનું કહ્યું એટલે કુંવરે તેને જીવતો છોડયો અને માફી આપી. હવે રાજકન્યાને લઇને

કુંવર ગામ ભણી ચાલ્યો. સાંજ પડી ગઈ હતી. વચમાં ભરવાડનો નેસ આવ્યો એટલે ભરવાડ બોલ્યોઃ બાપજી ! રાજકન્યાને લઇને આમ ને આમ ગામમાં જાઓ તે સારૂં દેખાય નહિ. રાત મારા નેસમાં રહો અને હું ગામમાં જઇને રાજાજીને ખબર આપું છું, એટલે સવારમાં રાજાજી સામૈયું લઇને આવે અને આપ વાજતે ગાજતે રાજકન્યાને લઈને ગામમાં જાવ તે સારૂં દેખાય. કુંવરને પણ એ વાત ગમી અને તે નેસમાં રાત રહેવા રોકાયો.

ભરવાડના મનમાં હવે એવું આવ્યું કે કુંવરે આ રૂપાળી રાજકન્યાને મારા હાથમાંથી પડાવી લીધી છે તો હું પણ ખરો કે કુંવરને ઉંઘતો મેલીને રાજકન્યાને ઉપાડી જઉં ! આવો લાગ કોણ જવા દે ? રાત્રે ગામમાં રાજાને ખબર આપવાને બ્હાને ભરવાડ ચાલ્યો અને પોતાના બીજા ત્રણ ચાર ભાઇબંધ ભરવાડોને લઇને મધરાતે પાછો આવ્યો. રાજકન્યા ઝુંપડામાં ઉંઘતી હતી તેને કામળાની ઝોળીમાં ઘાલીને ચાર જણાએ ઉચકી અને ત્યાંથી ઉપાડીને તેઓ ચાલતા થયા. સહવાર પડતાં તો તેઓ કેટલેય દૂર પહોંચી ગયા. ત્યાં કુંવરી જાગી, તેની સાથે ભરવાડ પરણ્યો અને પરદેશ જઇને તેની સાથે ઘર માંડીને રહ્યો. એ રીતે તેણે પોતાનો અવતાર સફળ કર્યો અને કુંવર હાથ ઘસતોજ રહ્યો. હે ગઢવી ! આમાં ડાહ્યો કોણ એ ભરવાડ કે રાજકુંવર ? આનો સાચો જવાબ આપજે. જો જુઠું બોલીશ, તો આ ગદાથી તારૂં માથું ભાગી નાંખીશ !

ગઢવી બોલ્યોઃ બાપજી ! મારા મનમાં જે સાચી વાત વસે છે તે કહીશ. ડાહ્યો તો રાજકુંવર કારણકે ભરવાડે દગો કર્યો તો. પણ તેણે પોતાની ભાઇબંધી ધ્યાનમાં રાખીને તેને માફી આપી અને જીવતો રાખ્યો; અને ભરવાડ તો કેવળ નગુણો નીકળ્યો કે તે

રાજકન્યાને કુંવરે છુટી કરી હતી, તોપણ બીજી વાર દગો કરીને તેને તે ભરવાડ ઉપાડી ગયો.

આ સાંભળીને હનમાનજી ક્રોધે ભરાયા હોય તેમ તેમણે પોતાની ગદા વડના થડ ઉપર પછાડી અને એકદમ મોટો ભડકો થતાંની સાથે તે અલોપ થઇ ગયા ! ગઢવી તો આ જોઇને ચમકી ગયો અને તેના મ્હોંમાંથી બૂમ નીકળી ગઈ! તેની બુમ સાંભળીને રાજ-કુંવર મંગળસિંહ જાગી ઉઠયો અને બોલ્યો; અરે ગઢવી! શું છે? કેમ બુમ મારી ?

ગઢવી બોલ્યોઃ એ તો કાંઈ નહિ બાપજી. એક પહોર પૂરો થઈ ગયો છે; એટલે મેં આપને જગાડવા બુમ મારી.

મંગળસિંહ બોલ્યોઃ ઠીક ત્યારે, હવે તું ઉંઘી જા. હું જાગીને પહેરો ભરૂં છું.

ગઢવી તાપણા પાસેથી ઉઠયો અને બિછાનામાં સૂઈ ગયો. રાજકુંવર મંગળસિંહ હવે પહેરો ભરવા લાગ્યો.

થોડી વાર થઇ અને ગઢવી પણ ઉંઘમાં પડયો. કુંવર આમથી તેમ હાથમાં તલવાર લઇને ફરે છે, એટલામાં હનમાનજી પાછા વડ ઉપરથી ઉતર્યા! પહેલાં તો કુંવરે ધાર્યું કે એ કોઇ લુટારો હશે અને વડની ઘટામાં છુપાઇ રહ્યો હશે. આથી તે એકદમ તલ્વાર મ્યાનમાંથી ખેંચતો તે તરફ દોડયો. પણ હનમાનજી પાછા એક પલકમાં ઝાડ ઉપર ચઢી ગયા અને બોલ્યાઃ " હે કાળા માથાના માનવી, જો મારા હાથમાંની આ ગદા ! હું હનમાન છું. તારી તલ્વાર મને કાંઇ કરી શકવાની નથી પણ જો મારી ગદા તારા માથા પર પડશે તો તારાં સોએ વરસ પૂરાં થઇ જશે! તું હજી તાજો પરણીને આવે છે, એક રાત પણ તું સ્રી સાથે સૂતો નથી, તું હજી મારા જેવોજ

બ્રહ્મચારી છે એટલે મને તારી ઉપર દયા આવે છે! પણ હું તને કાંઈ દુઃખ આપવા આવ્યો નથી.''

કુંવરે જોયું કે ખરેખર એ કોઇ માણસ નથી પણ લાંબા પૂછડાવાળો વાંદરો છે અને તેના હાથમાં સીંદુરે રંગેલી લાલ ગદા છે, એટલે તે જરૂર હનમાનજી જ હશે. હનમાનજીની આ વાત સાંભળીને કુંવર બોલ્યોઃ "હે હનમાનજી! ત્યારે કહો તમે હમણાં કેમ નીચે ઉતર્યા હતા?"

હનમાનજીએ કહ્યુંઃ "રાજકુંવર! મારો વાસો આ વડમાંજ છે અને જે કોઇ મારા વડ હેઠળ રહે છે તેની સાથે હું વાતો કરૂં છું અને તારી સાથે વાતો કરવાજ હું નીચે આવ્યો હતો."

કુંવર બોલ્યોઃ "ઓહો, એ તો બહુ સારી વાત. વાતો કરવામાં મારી પણ રાત જશે, આવો આ તાપણા પાસે આપણે બેસીએ."

હનમાનજી બોલ્યાઃ "ના, હું વડનું થડ છોડીને દૂર જતો નથી. એટલે હું થડ પાસે બેસીશ અને તું તારે ભલે તાપણા પાસે બેસી રહે."

કુંવર બોલ્યોઃ "ભલે તારે એમ; હવે હેઠળ પધારો."

હનમાનજી એક પલકમાં નીચે ઉતર્યા એને થડને અડીગીને બેઠા. કુંવર તાપણા પાસે બેઠો અને બોલ્યોઃ "ભગવાન! આપ તો અહીં બહુ વખતથી રહેતા હશો."

હનમાનજીએ કહ્યુંઃ "હા રામે લંકા જીતી, ત્યારથી હું અહીં જ રહું છું. પણ હવે હું એક વાર્તા કહું અને તું તે સાંભળ."

કુંવર બોલ્યોઃ "ભલે ત્યારે કહો."

હનમાનજીએ વાર્તા કહેવા માંડીઃ હે રાજકુંવર! ધનપાલ નામે એક શેઠ હતો તેને ધનદત્ત નામે પુત્ર હતો. ધનદત્ત નિશાળે ભણતો હતો ત્યારથી તેને દેવદત્ત નામે એક બ્રાહ્મણ પુત્ર સાથે

ભાઈબંધી હતી. ધનદત્ત ભણીગણીને હોશિયાર થયો એટલે તેને માટે મોટા મોટા શેઠીયાઓની દીકરીઓને માટે માગાં આવવા લાગ્યાં. એવામાં એક દિવસ એક છૂપો દૂત આવ્યો અને તેણે ધનદત્તના બાપને નહિ મળતાં ધનદત્તનેજ મળીને તેના હાથમાં એક પત્ર મૂકયો. ધનદત્તે પત્ર વાંચ્યો તો જણાયું કે ભુજપુરના નગરશેઠની દીકરી જશોમતીનો તે પત્ર હતો. એ પત્રમાં જશોમતીએ માત્ર એક દોહો લખ્યો હતો.

( દોહો )

ધન, રૂપ, કીરત સાંપડે, પણ વિદ્યા મહામૂલ,
જેને ન વિદ્યા સાંપડી, તેનું જીવતર ધૂળ. ૩૬૮

ધન, રૂપ અને કીર્તિ તો ઘણાને મળે છે, પણ જેને વિદ્યા મળતી નથી તેનું જીવતર ધૂળ સમાન છે. આ વાંચીને ધનદત્તને વિચાર થયો કે મોઢા મોટા શેઠીયાઓની કન્યાઓ મને પરણવા તૈયાર છે. તેમના રૂપનાં એ ખૂબ વખાણ થાય છે, તેમની કીર્તિનો તો પાર નથી, પણ જો તેમનામાં વિદ્યા ન હોય તો વિદ્યાવિના સ્ત્રી મેળવનાર પુરૂષનું જીવતર ધૂળ જેવું છે એવી જશોમતીની વાત ખરી છે. માટે જો પરણવું તો જશોમતી જેવી વિદ્યાવતી કન્યાનેજ પરણવું, નહિતો મારૂં જીવતર ધૂળ છે! હવે જશોમતી તો ભુજપુર નામે નગરમાં રહેતી હતી અને ત્રણ સમુદ્ર ઓળંગાય ત્યારે ભુજપુર જઇ શકાય. એટલે દૂર જાન લઇને જવું અને દિકરાને પરણાવવો એવી ધનપાળની ઇચ્છાજ નહોતી. તે તો કોઈ નજીકમાં સારી કન્યા વેરેજ પુત્રને પરણાવવા ઇચ્છતો હતો. આથી ધનદત્તે વિચાર કર્યો કે જશોમતી વેરે પરણવા જવાની બાપ રજા આપશે નહિ. આવો વિચાર

કરીને ધનદત્તે પિતાને કહી દીધું કે મારે હમણાં પરણવું નથી માટે મારૂં સગપણ કરશો નહિ. આથી સગપણની વાત પડતી મેલાઇ.

હવે ધનદત્તે પોતાના મિત્ર દેવદત્તની સલાહ લઇને છૂપી રીતે ભુજપુર તરફ પરણવા જવાનો વિચાર કર્યો. બાપને વેપાર કરવા જવાનું કહીને તેણે વહાણ તૈયાર કરાવ્યું અને તેમાં અંબર, કેશર ને કસ્તુરી ભર્યાં. પછી દેવદત્તને સાથે લઇને તે મુસાફરીએ નીકળ્યો. ત્રણ મહીને વહાણ ભુજપુર પહોંચ્યું, અને તોપ ફોડી એટલે ઘણા વેપારીઓ બંદરકાંઠે આવ્યા. જશોમતીનો બાપ જગપાળ શેઠ નગરશેઠ હતો, તેને ત્યાં ઉતારો કર્યો.

દિવસ પછી દિવસ જવા લાગ્યા. જશોમતી ઘરમાં હરે-ફરે છે અને ધનદત્તના જોવામાં આવે છે પણ તે કાંઇ બોલતી નથી, ઇશારો કરતી નથી કે સંદેશો કહાવતી નથી. હવે કેવી રીતે જશોમતીના મનનો ભાવ જાણવો તે બાબત તેણે પોતાના મિત્ર દેવદત્તને પૂછયું. જે બ્રાહ્મણ જશોમતીનો સંદેશો લઇને દૂત થઇને આવ્યો હતો તેને દેવદત્તે શોધી કાઢયો અને તેની સાથે જશોમતીને કહાવ્યું કે-તમારો સંદેશો મળવાથી અમે આવ્યા છીએ. જશોમતીએ બ્રાહ્મણ સાથે જવાબમાં ચિઠ્ઠી લખીને ધનદત્તને પહોંચાડી:

( દોહરા )

ચકોરનો પ્રીતમ કહ્યો, ને તેની જે કહી નાર,
આભ થકી જ્યારે પડે, ત્યારે થજો તૈયાર. ૩૬૯

પડે પડે ભાંગે નહિ, થાયે ટુકડા ચાર,
એ ટુકડા ખાઇ ખાંતથી, નીસરજો તતકાળ. ૩૭૦

ખટ સાગર વળોટજો, સાતમે સાગર સાર,
રૂપાના એકડ-બગડ, પહોંચી જજો સરદાર. ૩૭૧

ધનદત્ત તો આ દોહા વાંચીને તેનો કશો અરથ સમજ્યો નહિ, અને મુંઝાવા લાગ્યો. તેણે દેવદત્તને ચીઠી વંચાવી એટલે તે બોલ્યોઃ "અરે શેઠ! તમે આનો અરથ શું સમજ્યા નહિ? આમાં કહ્યું છે કે ચકોરનો પ્રીતમ જે ચંદ્ર, તેની નાર એટલે રાત. તે જ્યારે આભમાંથી પડે, એટલે કે રાત પડે ત્યારે તમે તૈયાર થજો. એ રાત પડે પણ તે ભાંગે નહિ છતાં તેના ચાર ટુકડા થાય એટલે કે ચાર પહોર થાય. તેમાંના બે ટુકડા ખાઇને એટલે કે બે પહોર વીતી જાય અને બરાબર મધરાત થાય ત્યારે તમે નીકળજો. પછી કહ્યું છે કે-ખટ કહેતાં છ સાગર વળોટજો એટલે છ માળ ચડીને સાતમે માળ આવજો. ત્યાં હું સૂઉં છું. એ સાતમે માળે એકડ-બગડ કહેતાં "બાર" એટલે બારણાં રૂપાનાં છે તે ઓરડામાં હું હોઇશ, માટે ત્યાં તમે આવજો."

ધનદત્ત હવે એ અરથ સમજ્યો. જ્યારે રાત પડી અને મધરાત થઇ અને સૌ સૂઇ ગયાં ત્યારે તે ધીરે પગલે માળ ચડવા લાગ્યો અને છ માળ ચડી ગયા પછી સાતમો માળ આવ્યો. સાતમા માળમાં દીવો ઝગઝગાટ બળતો હતો અને દીવાના અજવાળામાં જશોમતીના ઓરડાનાં રૂપાનાં બારણાં ચળક ચળક થતાં હતાં. બારણાંને ધક્કો દેતાંજ તે ઉઘડી ગયાં કે તુરત જશોમતી સામે આવી અને ધનદત્તનો હાથ પકડીને તેને ઓરડામાં લઇ ગઇ. એક બાજઠ ઉપર તેને બેસાડયો અને પછી વાતો કરવા માંડી. વાતોમાં બેઉનાં મન મળી ગયાં. હવે જશોમતીનું સગપણ તો ભુજપુરમાં કરેલું હતું અને એક શ્રીમંતના છોકરા વેરે તેનો સંબંધ બાંધ્યો હતો. પરન્તુ એ છોકરો વ્યસની,

જુગારી અને અનેક દુર્ગુણોથી ભરેલો હતો એટલે જશોમતીને તેની વેરે પરણવાની ઇચ્છા નહોતી. પણ તેનો બાપ કહેતો હતો કે મારૂં વેણ ફરે નહિ. મેં તો જેની વેરે દીકરીનું સમર્પણ કર્યું તેની વેરેજ તેને પરણાવીશ, પછી જેવું દીકરીનું નસીબ. જશોમતી ઘણું ભણી હતી, ચંચળ હતી, વિવેકી હતી. તેને વિચાર થયો કે દુર્ગુણી પતિને પરણવાથી પોતાનો અવતાર એળે જશે અને પોતાનો બાપ તો બીજા વેરે પરણાવનાર નથી. આથી તેનો વિચાર એવો હતો કે જો કોઇ સદ્‌ગુણી વર મળે તો તેની વેરે ઇચ્છાવર વરીને પોતે નાસી જાય. પોતાની આ બધી વાત જશોમતીએ ધનદત્તને કહી. ધનદત્તે કહ્યું કે–કાંઈ ફીકર નહિ, હું તને મારા વહાણમાં છુપાવીને મારે દેશ લઇ જઇશ. પછી એક ઘીના દીવાની ફરતાં ફેરા ફરીને જશોમતી તથા ધનદત્ત ત્યાં ને ત્યાં પરણ્યાં. સાતમે દિવસે ભુજપુરથી ધનદત્તે વહાણમાં નીકળવું, ત્યાંથી બાર કોસ દૂર બીજું બંદર આવતું હતું ત્યાં વહાણ થોભાવવું, જશોમતીની માશી તે ગામમાં રહેતી હતી તેથી માશીને મળવાનું બહાનું કરીને જશોમતીએ ત્યાં જવું અને રાત્રે ત્યાંથી દરીયાકાંઠે આવી વહાણમાં છુપાઈ જવું એવી ગોઠવણ બેઉ જણાંએ કરી, અને પછી ધનદત્ત ત્યાંથી ધીમે ધીમે છએ માળ ઉતરીને પોતાના ઓરડામાં જઇ સૂઈ રહ્યો. દેવદત્તને તેણે બધીએ વાત કહી.

ચાર પાંચ દિવસ ગયા એટલે જશોમતી પોતાની માશીને મળવાને બહાને તે ગામ ગઇ. ધનદત્તે પોતાને ગામથી લાવેલો માલ વેચી નાંખીને તેના બદલામાં સોના–રૂપાની પાટો વહાણમાં ભરી હતી. સાતમે દિવસે તેણે ભુજપુરથી વહાણ ઉપાડયું અને કરેલી ગોઠવણ પ્રમાણે જશોમતીની માશીના ગામને બંદરે વહાણ થોભાવ્યું.

જ્યારે મધરાત થઇ ત્યારે પુરૂષનો વેશ વહેરીને જશોમતી બંદરકાંઠે આવી અને ધનદત્તના વહાણમાં બેસી ગઇ. તુરતજ ધનદત્તે વહાણુ ઉપાડી મેલ્યું.

હવે દેવદત્તની દાનત બગડી. તેના મનમાં એવું આવ્યું કે ધનદત્ત જશોમતી જેવી વિદ્યાવાળી અને રૂપાળી સ્રી મેળવી શકયો છે તે પોતાની ચતુરાઇથીજ મેળવી શકયો છે, કારણકે જો પેલા દોહરાનો અર્થ પોતે ધનદત્તને ન સમજાવ્યો હોત તો તે જશોમતીની પાસે જઇ શકત નહિ અને તેને પરણી શકત નહિ. આવી સુંદર સ્રી પોતાની થાય તો કેવું સારૂં એવી તેના મનમાં ઇચ્છા થઇ આવી એટલે તેણે ધનદત્તનો ઘાટ ઘડવા માંડયો. બે વાર તો તેણે ખારવાઓની પાસે આડે રસ્તે વહાણુ હંકાવીને વહાણને ખડક સાથે અથડાવ્યું પણ વહાણુ ભાંગ્યું નહિ, કારણકે તે વખત ધનદત્તના ગ્રહો પાંશરા હતા. ત્રીજી વાર દેવદત્તે ધનદત્તને વહાણુમાંથી દરિયામાં પાડી દેવાનું કાવતરૂં કર્યું: એક વાર રાત્રે બેઉ મિત્રો વહાણુના તુતકપર ફરતા હતા, ત્યારે દેવદત્ત ધનદત્તને ધકકો માર્યો પણ ધનદત્તે વહાણુનો કઠેડો પકડી લીધો એટલે તે નીચે પડતો બચ્યો. તે વખતે દેવદત્તે ઘણોએ ઢોંગ કર્યો કે તમારા પગપાસે મેં એક સાપ જોયો હતો અને તે તમને કરડવા જતો હતો એટલે મેં તમને ધક્કો મારીને બચાવી લીધા, પણુ ધનદત્તને વહેમ પડી ગયો; છતાં એ મૂર્ખ એટલેથી ચેત્યો નહિ. પછી તો વહાણુ આગળ જતાં એક ઠેકાણે તેણે બંદર કર્યું, ત્યાં રાતને વખતે દેવદત્તે ધનદત્તને ઉંઘતો દરિયામાં ફેંકી દીધો અને ખારવાઓને તથા જશોમતીને તેણે સમજાવ્યું કે શેઠ અહીં થોડા દિવસ વેપાર કરવા રોકાઇને દેવલબંદર બીજા વહાણુમાં આવવાના છે અને આપણું વહાણુ દેવલબંદરે લઇ જવાનું કહ્યું છે, કારણકે ત્યાંથી

સોના રૂપાની પાટોના બદલામાં હીરામાણેક લેવાનાં છે. આથી ખારવાઓએ દેવલબંદર તરફ વહાણુ હંકાર્યું. દેવદત્ત તો શેઠનો પાકો ભાઇબંધ હતો તે સૌ જાણુતા હતા એટલે કોઈને કશો વહેમ આવ્યો નહિ. દેવલબંદરે પહોંચતાંજ દેવદત્તે જશોમતીને ઉતારી, સોના રૂપાની પાટો ઉતરાવી અને એક મકાન ભાડે રાખી તેણે જશોમતીને પણુ દગો દીધો.

હનમાનજી કહે છે—હે રાજકુંવર ! ધનદત્ત ત્રણુ પ્રસંગે ચેત્યો નહિ અને દેવદત્ત ઉપર આંધળો વિશ્વાસ રાખ્યો તો છેવટ તેની સ્ત્રીને તેના મિત્રે ફસાવી અને તેનું મોત થયું, માટે તે મૂર્ખ ખરો કે નહિ? આનો સાચો જવાબ આપજે, જો જુઠ્ઠુ બોલીશ તો આ ગદાથી તારૂં માથું ભાગી નાંખીશ.

રાજકુંવર બોલ્યોઃ " હે હનમાનજી! દેવદત્ત ધનદત્તનો જીવ-જાન મિત્ર હતો તો જ્યાંસુધી તેના દગાની પૂરી ખાત્રી ન થાય ત્યાંસુધી તેના ઉપર વહેમ કેમ આવે? મને તો એમાં કાંઈ ધનદ-ત્તની મૂર્ખાઇ લાગતી નથી. દેવદત્ત દુષ્ટ તો ખરો, પણુ ધનદત્ત મૂર્ખ નહિ. "

આ સાંભળીને વળી હનમાનજી ક્રોધે ભરાયા અને તેમણે પોતાની ગદા વડના થડ ઉપર પછાડી અને એકદમ મોટો ભડકો થતાંની સાથે તે અલોપ થઈ ગયા. કુંવર તો આ જોઇને અચંબો પામ્યો. ગદાનો ધડાકો થતાં શિવાનંદ એકદમ જાગી ઉઠ્યો અને કુંવરને પૂછયું કે–એ શાનો અવાજ થયો ? કુંવરે ધાર્યું કે જો પોતે શિવાનંદને બધી વાત કહેશે તો તેને વહેમ આવશે કે કદાચ હું તેને પેલા દેવદત્તના જેવો દુષ્ટ ધારતો હોઇશ, તેથી તેણે કશી વાત કરી નહિ અને કહ્યું કે એ તો મેં સહેજ ગોફણુમાં ઘાલીને

પત્થર ફેંક્યો ને વડના થડ સાથે અથડાવાથી અવાજ થયો.

શિવાનંદે કહ્યું કે હવે એક પહોર રાત બાકી રહી છે તો તમે જરા ઉંઘો અને હું પહેરો ભરૂં છું. પછી કુંવર સૂતો અને શિવાનંદ તીર કામઠું પાસે રાખીને તાપણા પાસે જાગતો બેઠો.

થોડી વાર થઇ અને કુંવર ઉંઘી ગયો, એટલામાં વડ ઉપર કાંઇ ખખડાટ થયો કે તુરતજ શિવાનંદ ઝબક્યો અને તેણે કામઠા ઉપર તીર ચડાવ્યું. હનમાનજીએ વડ ઉપરથી જ કહ્યું—"અલ્યા બ્રાહ્મણ! તું ડરીશ નહિ, હું તને કાંઇ હરકત કરવાનો નથી."

શિવાનંદે પૂછ્યું—" તું કોણ છે ?"

વડ ઉપરથીજ હનમાનજીએ જવાબ આપ્યો કે—"હું હનમાન છું અને તેં કામઠા ઉપર તીર ચડાવ્યું છે પણ તારૂં તીર મને કાંઇ કરી શકવાનું નથી; પણ જો હું મારી ગદા છૂટી ફેંકીશ તો તું છુંદાઇને મરી જશે."

શિવાનંદે કહ્યું: " એ તો ઠીક, પણ તમે અહીં કેમ રહો છો ?"

હનમાનજીએ કહ્યું: " હું તો રામે લંકા જીતી ત્યારથી અહીંજ રહું છું. મારે તારૂં બીજું કાંઇ કામ નથી પણ જે કોઇ મારા વડ હેઠળ રહે છે તેની સાથે હું વાતો કરૂં છું અને તારી સાથે વાતો કરવાજ મારે નીચે આવવું છે."

શિવાનંદ બોલ્યોઃ " તો ઉતરો હેઠળ અને આવો મારી પાસે એટલે આપણે વાતો કરીએ."

હનમાને કહ્યું: "ના, હું વડનું થડ છોડીને દૂર જતો નથી એટલે હું થડ પાસે બેસીશ અને તું ભલે ત્યાં બેસી રહે." એમ કહીને હનમાનજી ધીરે રહીને વડ હેઠળ ઉતર્યા. હાથમાં ગદા, લાંબું પૂછડું, કમરે કચ્છ, એ બધું જોઇને શિવાનંદે ધાર્યું કે એ હનમાન

હશે ખરો. હનમાનજી વડના થડ પાસે બેઠા એટલે હનમાને કહ્યું:
" હે બ્રાહ્મણ! હુ હવે વાર્તા કહું તે તુ સાંભળ."

શિવાનંદે કહ્યું: " કહો ત્યારે."

હનમાનજીએ વાર્તા કહેવા માંડી: સાંભળ, એક હતો બ્રાહ્મણ અને એક હતો રાજકુંવર. બેઉ વચ્ચે જીવજાન ભાઇબંધી હતી. એક વાર કુંવર અને બ્રાહ્મણ બેઉ મુસાફરી નીકળી પડયા. તેમની સાથે એક ચાકર હતો. ત્રણે જણા ચાલતાં ચાલતાં એક અઘોર વનમાં આવી ચડયા. વનમાં એક બાઇ રડતી હતી. કુંવર બહુ પરોપકારી હતો; એટલે તેને બાઇ ઉપર દયા આવી. તેણે તેને પૂછ્યું કે તું કેમ રડે છે? ત્યારે તેણે કહ્યું કે મારી બાઇ એક રાજકુંવરી છે તેમને કોઇ હોશિયાર રાજકુંવર મળતો નથી તેથી કુંવારા તપસ્યા કરીને આ વનમાં રહે છે અને અન્ન જળ પણ લેતાં નથી. હવે તે મરવાની અણી ઉપર છે. તમને દયા આવતી હોય તો બચાવો. રાજકુંવરને દયા આવી તેથી તે એ બાઇની સાથે એક ઝુંપડામાં ગયો, પણ જેવો તે ઝુંપડામાં ગયો તેવોજ તે કયાં અલોપ થઇ ગયો તેની કોઇને ખબર પડી નહિ. એ ઝુંપડામાં એક ચૂડેલ રહેતી હતી તે તેને ઉપાડીને ભોંયરામાં પેસી ગઇ હતી.

શિવાનંદ વચમાં બોલ્યો: " પણ હનમાનજી! એ કુંવરનુ અને એ બ્રાહ્મણનું નામ શું?"

હનમાનજી કહેવા લાગ્યા: જો તારે વચમાં કાંઇ બોલવું નહિ. વચમાં બોલનારને હું મારી ગદા મારીને ચૂપ કરૂં છું.

શિવાનંદ બોલ્યો: એમ? ત્યારે તમે તમારે કહો; હું વચમાં કાંઇ નહિ બોલું.

હનમાનજી આગળ કહેવા લાગ્યા; ત્રણ દિવસ થયા અને

બ્રાહ્મણે તથા ચાકરે બહુ મહેનત કરી, પણ પત્તો લાગ્યો નહિ. છેવટે બ્રાહ્મણે મંત્રજાપ કરવા માંડયો એટલે કુંવરનો પત્તો લાગ્યો. હવે પેલી ચૂડેલને બ્રાહ્મણ ઉપર ભારે ક્રોધ ચડયો. કુંવરને હાથમાંથી ઝુંટવી લેનાર એ બ્રાહ્મણ હતો તેથી તે બ્રાહ્મણનેજ ફસાવવાનો તેણે વિચાર કર્યો. તેણે પોતાના બાપ એક રાક્ષસની મદદ લીધી અને એ ત્રણે જણાને પકડાવીને રાક્ષસ પાસે તેની ગુફામાં પુરાવ્યા. ત્યાં પેલી ચૂડેલ બાળકુંવારી બ્રાહ્મણની દીકરીના વેશમાં બેઠી હતી. તેણે ત્રણે જણને ગુફામાંથી નાસી છૂટવાનો માર્ગ બતાવ્યો અને ગુફામાં કાણું પાડીને એ ત્રણ જણા તથા બાળકુંવારી ચુડેલ નાસી છૂટયા. ધીમેધીમે ચૂડેલે બ્રાહ્મણ ઉપર મોહપાશ ચલાવવા માંડયો અને બ્રાહ્મણની સેવા કરવા માંડી. થોડા દિવસમાં તેને બરાબર લટ્ટુ કરી દીધો અને તેની પાસેથી પરણવાનું વચન પણ લઈ લીધું.

મુસાફરીમાંથી પાછા ફર્યા પછી એ ચૂડેલ બ્રાહ્મણને ખરેખર પરણી અને પરણ્યાને જ્યાં માત્ર સવા મહિનો થયો, ત્યાં તો તે બ્રાહ્મણને ભરખી ગઇ! લટ્ટુ બની ગએલો બ્રાહ્મણ ચૂડેલના મોહપાશમાં બંધાઇ ગયો હતો અને ચૂડેલ તેને કેમે કરી છોડતી નહોતી, તેથી સવા મહિનામાંજ બ્રાહ્મણનું શરીર તવાઇ ગયું અને તે માંદો પડયો. ચૂડેલે જાણ્યું કે આ બ્રાહ્મણ હવે જીવવાનો નથી એટલે તે તેને મૂકીને ચાલી ગઇ અને બીજે દિવસે બ્રાહ્મણ મરી ગયો. હે બ્રાહ્મણ! એ રાક્ષસની દિકરીને પણ બ્રાહ્મણ ઓળખી શકયો નહિ તો તે કેવો મૂર્ખ ગણાય?

શિવાનંદ સમજી ગયો કે આ બધી વાત પોતાના ઉપરજ લાગુ પડે છે. બ્રાહ્મણપુત્રી જયા એ ચૂડેલ છે અને પેલો રાક્ષસ એનો બાપ હતો એવી આ હનમાનજીની વાત તેના માન્યામાં આવી નહિ.

બિચારી ગરીબ અને ભોળી જયા એ ચૂડેલ હોય તે બનેજ કેમ?

શિવાનંદને વિચારમાં પડી ગએલો જોઇને હનમાનજીએ કહ્યું: " કેમ અલ્યા બ્રાહ્મણ! શા વિચારમાં પડી ગયો? કેમ જવાબ આપતો નથી?"

શિવાનંદને ખરેખર સંશય પડી ગયો કે આ હનમાનજી હોયજ નહિ. હનમાનજી હોય તો તે આવી વાત કહે શા માટે? તે કોઇ ભૂત-પિશાચ હશે અને હનમાનજીનું રૂપ લઇને આવ્યો હશે અને તે પોતાને અને જયાને વિખુટાં પડાવવા માટે આવી વાત કહેતો હશે એવું તેણે અનુમાન કર્યું.

હનમાનજીએ અધીરા થઇને હવે કહ્યું: "કેમ અલ્યા બોલતો નથી? મારા સવાલનો સાચો જવાબ આપજે, જો જૂઠું બોલ્યો તો યાદ રાખજે કે આ ગદા મારીને હું તારૂં માથું ભાગી નાખીશ."

હનમાનજી જેવો બ્રહ્મચારી અને રામનો ભગત આવું બોલે તે ઉપરથી શિવાનંદની ખાત્રી થઈ ગઇ કે એ હનુમાનજી તો નથીજ અને કોઇ મનુષ્ય લોકનો માનવી પણ નથી. જેણે તુરતજ એક તીર મંત્રીને ધનુષ્ય ઉપર ચડાવ્યું અને હનમાનજી તરફ તાકીને કહ્યું: "હનમાનજી! જો તમે ત્યાંથી ખસો તો તમને રામની આણ છે અને તમે હનમાનજી ન હો તો તમને ભૂતપ્રેતના સેનાપતિ વીરવેતાળની આણ છે! સાચું બોલો તમે કોણ છો, નહિતો હું આ મંત્રેલું તીર ફેંકું છું."

હનમાનજી ખડખડ હસી પડયા અને બોલ્યા: "અલ્યા બ્રાહ્મણ! શું તુ મને ડરાવે છે? તુ મને તારા તીરની બીક બતાવે છે, પણ તને ખબર છે કે મારી આ ગદામાં કેટલી શક્તિ છે?"

શિવાનંદે કહ્યું: " તમારી ગદામાં શક્તિ હોય તો વડનું થડ

છોડીને ઓરા આવો, કેમ ત્યાંથી આગળ આવતા નથી ? હવે બોલો, તમે કોણ છો ?"

હનમાનજીએ કહ્યું: "તારે મારી શક્તિ જોવી છે ? લે ત્યારે." એમ કહીને હનમાનજીએ શિવાનંદ ઉપર ગદા ફેંકી અને શિવાનંદે એવા જોરથી મંત્રેલું તીર ફેંક્યું કે તે ગદા સાથે અથડાઇ પડયું અને ગદા કયાંય અલોપ થઇ ગઇ ! શિવાનંદે બીજું તીર ચડાવીને મંતરતાંની સાથેજ હનમાનજી ઉપર ફેંકયું કે તુરત મંત્રના પ્રભાવથી હનુમાનજીનું સ્વરૂપ બદલાઇ ગયું અને વડના થડ પાસે કાળા મ્હોંનો એક વાંદરો ઊભેલો દેખાયો !

શિવાનંદ બોલી ઉઠયો: " હાં વાંદરજી ! અમને પેલી ગુફાની પાછળના પાણીના ખાડામાં ફસાવીને નાસી ગયા હતા તેજ તમે કે ? બોલો, આ બધું શું તરકટ આદર્યું છે ?"

વાંદરો હવે હાથ જોડીને બોલ્યો: " હે બ્રાહ્મણ ! મને ક્ષમા કર ! મેં તારા બહુ અપરાધ કર્યા છે. તું કહે છે તે વાંદરો હું નથી, પણ તે વાંદરાનું ભૂત છું."

શિવાનંદ બોલ્યો: "તારી આ દશા શાથી થઇ અને શાને તું આવાં તરકટ આદરી બેઠો છે તે હવે કહે."

વાંદરો બોલ્યો: "સાંભળ શિવાનંદ. તારા ત્રણ અવતાર પહેલાં તું પરમાનંદ નામનો વાણીયો હતો. આ જયા તે માયા નામની મારી દિકરી હતી અને હું તેનો બાપ હતો. પરમાનંદના બાપ સાથે મારે તકરાર થઇ તેથી મને એવો ક્રોધ ચડયો કે મેં મારી દીકરીને તેના વર પાસે મોકલીજ નહિ અને પરમાનંદ તથા માયા એક બીજાના વિજોગે ઝૂરી ઝૂરીને મરણ પામ્યાં. તે અવતારમાં એક કબુતર અને કબૂતરી પરમાનંદના સંદેશાના કાગળો માયાને લાવીને

આપતાં તેથી મને એવો ક્રોધ ચડયો કે મેં કબૂતરને મારી નાંખ્યો અને કબૂતરી તેના વિજોગથી ઝૂરી ઝૂરીને મરી ગઇ. એ કબૂતર ને કબૂતરી તે આ અવતારમાં આ રાજકુંવર મંગળસીહ અને તેની રાણી મેનાકુંવરી છે. તેમણે તારી સેવા એ અવતારમાં કરી હતી, તેથી તું આ અવતારમાં તેમની સેવા કરે છે. પરમાનંદ અને માયા વિજોગમાં મરી ગયાં તોએ મને સંતોષ ન થયો તેથી વાંદરાના અવતારમાં મેં જયાને–મારી પૂર્વ ભવની દીકરી હતી તેને ફરીથી તારાથી વિખૂટી પડાવવા માટે પેલા પાણીવાળા ખાડામાં પ્રપંચ કર્યો. જયાને ખાડામાંથી બહાર કાઢી ને તમને કોઇને મેં કાઢયાં નહિ તે તમને વિખૂટાં પડાવવાનેજ. પરન્તુ તમારા ભાગ્યયોગે તમે જીવતા નીકળ્યા અને જયા તારાથી વિખૂટી પડી નહિ. એ ખાડામાંથી હું જીવતો નાઠો ખરો પરન્તુ સવારમાંજ એક પારધીના તીરથી હું હણાયો અને હું આ ભૂતની દશાને પામ્યો. એકવાર ફરીથી તને અને જયાને વિખૂટાં પડાવવા મેં આ દશામાંએ વળી નવો પ્રપંચ કર્યો. મેં હનમાનજીનું રૂપ ધારણ કર્યું અને ગઢવી, કુંવર તથા તું એ ત્રણેને જૂદી જૂદી વાતો કહીને તમને એવું સમજાવવા માંડયું કે તમે બધાં એક બીજાને છોડીને ચાલ્યાં જાઓ, વિખૂટાં પડી જાઓ અને સુખી થાઓ. એક વાર્તા કહીને ગઢવીને મેં એવું સમજાવ્યું કે તું મેનાકુંવરીને ઉઠાવી નાસી જા એટલે સુખી થઇશ પણ ગઢવીએ તે માન્યું નહિ. રાજકુંવરને બીજી વાર્તા કહીને મેં એવું સમજાવ્યું કે શિવાનંદના પેટમાં કપટ છે, તે કુંવરીને ઉડાવી જવાની બદદાનત રાખે છે, માટે તેને છોડીને ચાલતા થઇ જાઓ; પણ તેણે એ વાત માની નહિ. છેવટે મેં તને એવું સમજાવ્યું કે જયા ચૂડેલ છે માટે તેને છોડીને રસ્તે પડી જા, પણ

તેં માન્યું નહિ. આ રીતે મારા બધા પ્રપંચો ખાલી ગયા અને તારી મંત્રશક્તિના જોરથી મારો ક્રમળ ફીક્કો પડી ગયો."

શિવાનંદે પૂછ્યું: "હે વાંદરા! તને આવી દુષ્ટ બુદ્ધિ સૂજી તેનું કારણ શું?"

વાંદરો બોલ્યો: "મને કોઈની સાથે સ્નેહ બાંધવાનું ગમતું નથી, તેથી બીજાઓનો સ્નેહ પણ મને ગમતો નથી. સ્નેહીઓને વિખૂટાં પડાવવાથીજ મારા જીવને સંતોષ થાય છે, આથી બધા અવતારોમાં મેં એવાંજ ખોટાં કામ કરેલાં છે. આ ભૂતની અવસ્થામાં પણ તમારો બધાંનો સ્નેહ સંબંધ હું જોઇ શકયો નહિ, તમારી સાથેનું પૂર્વજન્મનું વેર પણ મને યાદ આવ્યું અને મેં આ પ્રપંચ કર્યો."

શિવાનંદે તેને કહ્યું: "હશે, જે પ્રપંચ કર્યો તે તો કર્યો, પણ હે વાંદરા! હવે તને સમજ પડે છે કે આ બધાં કામ તેં બહુ ખોટાં કર્યાં હતાં?"

વાંદરો બોલ્યો: "હા, શિવાનંદ! મેં ખોટાં કામ કર્યાં હતા અને હવે મને બહુએ પસ્તાવો થાય છે. પણ હવે આ પ્રેતયોનિમાંથી મારો કયારે છૂટકો થશે તે મને સમજાતું નથી."

શિવાનંદે તેને ઉપદેશ આપવા માંડયો: હે વાંદરાના જીવ! સાંભળ!

( દોહા )

મન વચને કાયા થકી, કરીયાં ધર્મ અધર્મ,
તેવી રચાયે વાસના, જેવાં કીધાં કર્મ. ૩૭૨
કુડી વાસના જે રચે, મળે અધમ અવતાર,
શુભ વાસના થયા થકી, ટળે પાપ દુખકાર. ૩૭૩

કર્મબીજ જે વાવશો, તેવાં મળશે ફળ,
શુભ કર્મે શુભ પામશો, અશુભે જન્મ અફળ. ૩૭૪
સમજ સમજ હે વાંદરા, થયા બહુ અવતાર,
લક્ષ ચોરાશીમાં ફર્યો, તોય ન આવ્યો પાર. ૩૭૫
ભટકયો અનેક યોનિમાં, દુષ્ટ વાસનાવંત,
ઉંચેથી નીચે પડયો, નરક તણો તું જંત. ૩૭૬
ખોયું તેં તો નરપણું, વાનરપણું મળીયુંજ,
પ્રેત દશાને પામીઓ, ખોઇ વાનર ખોળીયુંજ, ૩૭૭
છોડ બધી દુર્વાસના, ચિંતવજે શુભ કર્મ,
માયા રૂપ સંસારમાં, શુભ ચિંતન છે ધર્મ. ૩૭૮
કામ ક્રોધ ને મોહ વળી, લોભ મદ ને મત્સર,
જીવના એ ખટ શત્રુને, હણજે આ અવસર. ૩૭૯
પ્રેત દશા તારી જશે, મળશે શુભ અવતાર,
નરક તણાં દુઃખો જશે, જઇશ સ્વર્ગ મોઝાર. ૩૮૦

વાંદરાએ શિવાનંદનો આ બધો ઉપદેશ શાન્તિથી સાંભળ્યો, એટલે તેના મનને શાન્તિ થઇ અને શિવાનંદ ઉપર તે પ્રસન્ન થયો. તેણે કહ્યું: "હે વિપ્ર શિવાનંદ ! આ ઉપદેશ આપીને તેં મારૂં પરમ કલ્યાણ કર્યું છે. તો હવે જે કાંઇ તને જોઇએ અને જે કાંઇ મારાથી આપી શકાય તેવું હોય તે તું માગી લે."

શિવાનંદે કહ્યું: હે વાનર ! તારી પાસેથી હું માગું શું ? તું પ્રેત છે અને તારી શક્તિથી તું કદાચ કોઇ વસ્તુ મને લાવીને આપે, કદાચ તે વસ્તુથી મને લાભ પણ થાય, પરંતુ તેથી તારૂં કલ્યાણ નહિ–અકલ્યાણ થશે, મારી પ્રત્યેની વાસનાથી બંધાયલો તારો જીવ

તેથી લક્ષ ચોરાશીનો એક ફેરો વધારે ફરશે, તારી વાસના મારામાં વધારે વખત બંધાયલી રહેશે અને તારી આ પ્રેત અવસ્થામાંથી મુક્તિ ઘણા કાળ પછી થશે. તારી વાસના જ તને આ દશામાં વધારે વખત બાંધી રાખશે તેથી તારૂં કલ્યાણ નહિ થાય, તેટલા જ માટે એક વખતના મારા સસરાના જીવ! તારા કલ્યાણને માટે જ હું કહું છું કે મારે તારી પાસેથી કાંઈ વસ્તુ જોઈતી નથી. બીજી વાસના તો શું પણ મારૂં ભલું કરવાની વાસના પણ તું હવે છોડી દેજે અને જ્યારે તું કેવળ વાસનારહિત થઈશ, ત્યારે જ આ દશામાંથી તારી મુક્તિ થશે અને તું નવો અવતાર પામીશ.

જેટલી પ્રબળી વાસના, પ્રેત અવસ્થા માંહિ,
તેટલું વધુ ભટકવું, તેમાં ફેરજ નાહિ. ૩૮૧

શિવાનંદની આવી વાત સાંભળીને વાંદરો ઘુંટણે પડી શિવાનંદને પગે લાગ્યો અને બોલ્યોઃ "હે વિપ્ર! આજે મને તારો સમાગમ થયો તેથી મારૂં કલ્યાણ થયું. આ અધમ જીવે અનેક અપરાધો કર્યા છે, હવે પસ્તાવો પણ થાય છે, પરન્તુ એ પસ્તાવાનો પાર ક્યારે આવત તે મને સૂજતું નથી. પણ તારા આ ઉપદેશથી મને મારી આ દશામાંથી મુક્ત કરવાનો માર્ગ જડયો છે અને તેથી હું તને આશીર્વાદ આપું છું કે પ્રભુ તારૂં કલ્યાણ કરો."

એટલું બોલતાં જ વડના થડ પાસે એકદમ ભડકો થયો અને વાંદરાનું ભૂત અલોપ થઈ ગયું. શિવાનંદને પણ સંતોષ થયો કે આજે પોતે એક હલકા જીવને સારો માર્ગ બતાવ્યો. એટલામાં તો વગડામાં કાગડા બોલતા સંભળાયા અને પ્રભાત થવાને હવે બહુ વાર નથી એવું શિવાનંદના જોવામાં આવ્યું.



## પ્રકરણ ૬ ઠું.

( ચોપાઇ )

સૂરજપુરમાં ચિંતા ઘણી, જાન આવે છે જસરાજ તણી,
રાજા-રાણી મન મુંઝાય, જસરાજને શે સમજાવાય. ૩૮૨
કુંવરી કેરી ભાળ ન મળી, વ્હાર ચડી બધી પાછી વળી,
નીચે ધરતી ઉંચે આભ, જસરાજને શો દેવો જવાબ. ૩૮૩

સૂરજપુરનાં રાજા અને રાણી ચિંતામાં લેવાઇ ગયાં છે. કુંવરીની પાછળ ઘણીએ દિશાએ વ્હાર દોડાવી હતી, પણ બધેથી વહાર કશી ભાળ મેળવ્યા વિના પાછી વળી છે. સાંજ પડવા આવી છે અને જસરાજની જાન સૂરજપુરની નજીક ને નજીક આવતી જાય છે તેમ ધુળનાં વાદળ ચડતાં જાય છે. રાજા અને રાણી આકુળ વ્યાકુળ થઇને મહેલમાં ફરે છે અને તેમને કયાંય ચેન પડતું નથી. એટલામાં પ્રધાન આવ્યો અને બોલ્યો કે "મહારાજ! આપણી પાસે જેટલી સેના છે તેટલી તો હથીયારબંધ કરીને તૈયાર રાખી છે. ગઢના કાંગરા ઉપરથી જોતાં જસરાજની જાનમાં બહુ માણસો નથી એટલે ચિંતા કરવા જેવું નથી. જો શામ-દામથી નહિ માને તો લડાઇ થશે પણ તેમાં તે જીતી જાય તેવું નથી કારણકે લડવાની સામગ્રી તેના કરતાં આપણી પાસે વધારે છે."

રાજાએ કહ્યું: "મારા શાણા પ્રધાન! મારી મેના ઉડી ગઇ ત્યારથી મારૂં તો લડવાનું જોર જ જતું રહ્યું છે, માટે કેમે

કરીને જસરાજને સમજાવીને પાછો કાઢવો પણ લડાઇ ન કરવી પડે ત્યાંસુધી સારૂં."

પ્રધાને રાજાને હિંમત આપતાં કહ્યું: "મહારાજ! તેની કશી ચિંતા ન રાખશો. હું જસરાજને બરાબર તાવી જોઇશ અને બનતાં સુધી તો લડાઇ થવા જ નહિ દઉં."

રાણી બોલીઃ "પ્રધાનજી! તમે ઘણાં વરસ અમારૂં લૂણ ખાધું છે, તો આ વખતે તમારી ચતુરાઇનું પારખું થવાનું છે. એક તો અમે દીકરી જતી રહેવાથી મુંઝાયલાં જ છીએ, તેમાં વળી આ નવી ચિંતાથી મારાં તો ગાતર જ ગળી જવા લાગ્યા છે. હે માતાજી! હવે આ ચિંતામાંથી અમે કયારે છૂટશું? જ્યારે જસરાજ પાછો જશે અને અમારી ચિંતા ટળશે, ત્યારે હે અંબાભવાની! હું તમારે પારે આવીને સોનાનું છતર ચડાવીશ."

પ્રધાને કહ્યું કે-"તમે કાંઇ ચિંતા ન કરો, માતાજીની કૃપાથી હું બધું ઠેકાણે પાડીશ." એમ કહી પ્રધાન ચાલ્યો ગયો. પછી પ્રધાન પોતાની સાથે પચીસેક સવારો લઇને જસરાજની જાન આવતી હતી તેની સામે ગયો. જસરાજને તે મળ્યો અને આનંદથી ભેટયો. જ્યાંસુધી જાન સૂરજપુરના પાધરમાં આવી ત્યાંસુધી પ્રધાને જસરાજને મેનાકુંવરી એકાએક ગુમ થઇ ગઇ હોવાની વાત કરી નહિ. પાધરમાં રાજાનો એક મોટો બગીચો હતો અને તેમાં એક સુંદર મહેલ હતો, તેમાં જસરાજને ઉતારો આપ્યો. પછી પ્રધાને એકાંતમાં બોલાવીને જસરાજને બધી વાત કહી. વાત સાંભળતાં જ જસરાજ તો રાતો પીળો થઇ ગયો અને ધુવાં પુવાં કરવા લાગ્યો. એટલે પ્રધાને કહ્યું "સાંભળો મહારાજ! મેનાકુંવરી પોતાની ઇચ્છાથી ચાલી ગઇ છે અને અમે તો તેને શોધી કાઢવાને

ચોમેર બ્હાર મોકલી હતી પણ અમારૂં કશું વળ્યું નથી. હવે તમે ગમે તેમ કરશો તોપણ કુંવરી ગઈ તે કાંઈ પાછી આવવાની નથી."

જસરાજ ક્રોધથી ફુંફાડા નાખતો બોલ્યોઃ "અરે પણ આ શી વાત છે? શું હું પરણવા આવેલો પાછો જઉં? શું લાટનો રાજા સૂરજપુરને પાધર નાક કપાવીને જશે?"

પ્રધાને તેને ધારો પાડતાં કહ્યું: "જુઓ મહારાજ! તમારૂં નાક કપાય તે અમારૂં નાક કપાયા બરાબર છે. તમને પાછા વાળવા પણ અમે ખુશી નથી."

જસરાજ બોલ્યોઃ "ત્યારે આ બીજી શી વાત છે? મને લ્હોતે મોંએ પાછો કાઢવાની તમારી વાત છે. બસ, તમારા રાજાને કહો કે જસરાજની સાથે લડવા નીકળી પડે."

પ્રધાન બોલ્યોઃ "મહારાજ! લડવા તો અમારી સેના તૈયાર છે. આપની સેના કરતાં ત્રણગણી સેના અમારી પાસે છે; શું લઢીને તમે ફાવી જવાના છો? પણ જો તમે સમજો તો અમારી કાંઈ લડવાની મરજી નથી."

જસરાજ બોલ્યોઃ સુરજપુરને પાધરે મારા જેવો મુગટબંધી રાજા નાક કપાવીને જાય તેના કરતાં માથું કપાવીને જાય તેજ સારૂં છે, પ્રધાનજી!

( સોરઠો )

મણનું માથું જાય, પણ નાક જશો ન નવટાંકનું,
તોરણથી પાછા વળાય, તો રણમાં પડવું ભલું. ૩૮૪

પ્રધાન બોલ્યોઃ "અમે એ ક્યાં નથી સમજતા મહારાજ? આપ તોરણેથી પાછા જાઓ એ તો અમારૂં નાક કપાયા બરાબર કહેવાય. મેનાકુંવરીના જેવી જ રૂપાળી કન્યા અમે તમને પરણાવી-

એ તો પછી કાંઇ છે ?"

જસરાજ વિચારમાં પડયો. લડાઇ કરવામાં સાર નથી એવું તો તે સમજી ગયો હતો. પરણ્યા વિના પાછા જવાથી પોતાનું નાક કપાય એજ તેના મનમાં સાલી રહ્યું હતું. જો મેનાને બદલે તેના જેવીજ રૂપાળી બીજી કન્યા પરણવાનું મળે તોએ ઠીક, એવું તેના મનમાં હવે આવ્યું. પણ તેણે કશો જવાબ આપ્યો નહિ.

પ્રધાને જસરાજને સમજાવવા માંડયું: " જુઓ મહારાજ ! મેના-કુંવરીની જ એક સખી શામલતા કરીને છે, તે તેના જેવીજ રૂપાળી છે, તેની જ ઉમરની છે અને હોશિયાર છે. જોકે તે એક ગરીબ માણસની દીકરી છે, તોપણ તેનો બાપ રજપૂત છે. એટલે ક્ષત્રિયની કન્યા પરણો એમાં કશો વાંધો ન કહેવાય. વળી મેના કુંવરીની પાછળ અમો જે કાંઈ રયાસત આપવાના હતા તે બધી રયાસત અમે આપને શામલતાની પાછળ પણ આપીશું. કહો હવે કાંઇ ફીકર છે ?"

જસરાજને આ બધી વાત રૂચી ગઇ. તેના મનમાં આવ્યું કે એક વાર એ શામલતાને પરણીને પોતાનું નાક જાળવવું; પછી મેના-કુંવરીને જે રાજા પરણી ગયો હશે તેની સાથે હું લડાઇ કરીને તેને મારૂં બળ બતાવી આપીશ. આવો વિચાર કરીને તેણે પ્રધાનની બધી વાત માની લીધી અને શામલતાને પરણવા પોતે તૈયાર છે એમ કહ્યું. તુરતજ પ્રધાન ખુશ થતો થતો રાજા પાસે આવ્યો અને પ્રધાને ચતુરાઇથી જસરાજને મનાવી લીધો તેથી રાજા અને રાણી બેઉ ખુશી થયાં.

પછી તો ઢોલ-નગારાં વાગવા લાગ્યાં. જસરાજને સામૈયું કરીને ગામમાં લાવ્યા. આ બાજુએ શામલતાને શણગાર સજાવવામાં

આવ્યા અને તેનું માન તો એકદમ વધી ગયું! મેનાની બીજી કુંવારી સખીઓ અને દાસીઓ શામલતાની ઇર્ષા કરવા લાગી. લાટના મોટા મુગટબંધી રાજાની રાણી શામલતા જેવી છોકરી થાય તેથી કોઇને અદેખાઇ ન આવે? શામલતા પણ મનમાં ફૂલી સમાતી નહોતી. બીજી દાસીઓ તેની મશ્કરી કરતી હતી પણ હવે તો શામલતાને મ્હોંએ બાર આવ્યો હતો! તે દાસીઓની મશ્કરી સાંભળીને ધીમું ધીમું હસતી ખરી પણ મ્હોંથી કશું બોલતી નહિ અને એક રાજકુંવરીના જેવી જ ગંભીર બનીને બેસી રહેતી હતી.

તેજ રાત્રે લીધે લગને રાજાએ શામલતાને જસરાજ વેરે પરણાવી દીધી. તેણે જાનના માણસોની સારી પેઠે આગતા સ્વાગતા કરી. ત્રણ દિવસ સુધી જાન સુરજપુરમાં રહી અને ચોથે દિવસે રાજાએ વસ્ત્રો, ઘરેણાં, હાથી, ઘોડા, પાલખી, વગેરે રયાસત જસરાજને આપીને સુરજપુરમાંથી વિદાય કર્યો. જયારે જસરાજ શામલતાને પરણીને જતો હતો અને તેની પાછળ હાથી, ઘોડા, જવાહીરથી તથા કપડાંથી ભરેલાં ગાડાં એ બધું ચાલતું હતું ત્યારે રાણીનું હૈયું ભરાઇ આવ્યું અને તે બોલી:

( સોરઠા )

દઇ દીકરીનાં દાન, જનમારો ન સફળ કર્યો,
દાસી કેરાં દાન, દેવાં પડીયાં દીકરી. ૩૮૫
હાથી ઘોડા સાજ, જુજવાં જવાહીર પણ,
તારે બદલે આજ, દાસીને દેવાં પડયાં, ૩૮૬
જન્મ રાજાને ઘેર, પામી પણ તે ગયું વૃથા,
દેખીશું કઈ પેર, મુખડું તારૂં દીકરી. ૩૮૭

# પ્રકરણ ૭ મું.

( કડખા )

જાય છે જોડલી મંગળ-મેના તણી
ને શિવાનંદનો સાથ ખાસો,
ધાય છે કુંવર તો મોટી મજલો કરી
ને કરે વન વિષે રાતવાસો,
ગાય છે કુંવરી પ્રીતનાં ગીતડાં
સ્વામીના દર્શને થાય રાજી,
થાય છે ઉર આનંદ અધિકો અને
પતિગૃહે પહોંચવા હોંશ ઝાઝી. ૩૮૮

હવે એ વડના ઝાડ હેઠળથી સ્હવારમાંજ બધું મંડળ નીકળી પડે છે પણ શિવાનંદે તેમજ કુંવરે અને ગઢવીએ પેલા હનમાનજી વાળી વાત એક બીજાને કહી નથી, અને બધાને એમજ લાગ્યું કે એ વાત કહેવાની જરૂર પણ નથી. કુંવરના મનમાં હવે એમ થયા કરે છે કે હવે જલ્દી પ્રેમનગર કયારે પહોંચાય અને પોતે માબાપને બધી વાત કહીને કયારે સંતોષ પમાડે, આથી કુંવર મોટી મોટી મજલ કરે છે. ગામને બદલે વગડામાં રાતવાસો કરવો પડે તોપણ તે કશી ચિંતા રાખતો નથી. મેનાકુંવરીના મનમાં પણ જલ્દી સ્વામીને ઘેર પહોંચવાની હોંશ છે અને આવી મુસાફરીનો તેને જરાએ કંટાળો પણ આવતો નથી. તે તો પોતાના અલબેલા સ્વામીને જુએ છે અને મનમાં રાજી રાજી થઇ જાય છે, રથના ઘોડાને કે તે હાંકનાર ગઢવીને ફક્ત રાત વિના બીજો કશો આરામ મળવા

પામતો નથી. બધાંના મનમાં હવે ઝડપથી ઘેર પહોંચી જવાના જ વિચાર રમ્યા કરે છે.

( સોરઠા )

વિસામો નદીને તીર, વિસામો પાધર પુરનું,
વિસામો વડ ગંભીર, વિસામો ગરવો ગોઠીયો. ૩૮૯
અફીણુ વિસામો હોય, વિસામો હોકો હાથમાં,
પણ નહિ જગમાં કોય, વિસામો ઘર સમોવડો. ૩૯૦

હવે તો ઘેર પહોંચીએ તો ખરો વિસામો મળે એમ માનીને સૌ સરખી રીતે મજલ કર્યે જાય છે. એમ કરતાં કરતાં પ્રેમનગર ત્રણ ગાઉ દૂર રહ્યું, એટલે શિવાનંદે કુંવરને કહ્યું કે—" કુંવરજી! હવે તમે અહીં બધાં રોકાઓ. હું પ્રેમનગરમાં જઇને બધાએ સમાચાર રાજાજીને આપું છું. ઘણા વખતથી આપણે સમાચાર પણ મોકલ્યા નથી એટલે તે બહુજ ચિંતા કરતા હશે. તે તમને હેમ–ખેમ આવેલા જોઇને રાજી રાજી થઈ જશે. વળી તમે પરણીને ગામમાં આવો છો તેથી ગામના લોકના ઉમંગનો પણ પાર રહેશે નહિ. એટલે વાજતે ગાજતે તમારૂં સામૈયું થાય અને તમે તથા મેનાકુંવરી દરબારમાં જઇને ઉતરો તો સૌને તમને જોઇને આનંદ પણ થાય."

શિવાનંદની આ વાત કુંવરને પણ વાજબી લાગી; એટલે કુંવરે ગામથી ત્રણ ગાઉ દૂર રોકાવાની હા પાડી. સૌએ ત્યાં પડાવ નાખ્યો અને શિવાનંદ ગામમાં રાજાજીને કુંવર આવ્યાની ખબર પહોંચાડવા માટે ચાલ્યો. ગામમાં શિવાનંદને જોતાંજ ગામના લોકો તેની આસપાસ ઘેરો વળી ગયા. સૌને શિવાનંદે કુંવરજી પરણીને આવ્યા છે અને ગામથી ત્રણ ગાઉ દૂર રોકાયા છે એવી વાત કરી એટલે લોકોમાં તો આનંદ આનંદ ફેલાઇ ગયો. કુંવરજી ગામમાં

આવે ત્યારે તેમનો આદર સત્કાર કરવાને ગામના લોકો એકદમ શહેર શણગારવા મંડી ગયા. ચૌટામાં ખબર આપતો આપતો સીધો શિવાનંદ દરબારગઢમાં પહોંચ્યો એટલે નોકર ચાકર તેની આસપાસ ફરી વળ્યા. એમને સમાચાર આપીને શિવાનંદ મહેલમાં ગયો.

બે મહિનાથી કુંવરના કશા સમાચાર આવ્યા નથી અને કુંવર પણ પાછો આવ્યો નથી તેથી ચંપકસેન રાજાને રાત ને દિવસ ચિંતા થયા કરે છે. રાજાને ખાવું-પીવું પણ ભાવતું નથી. કુંવરને માથે સાત સાત ઘાતોનો ભાર છે તેથી રાજાને ખોટા સંકલ્પ થયા કરે છે અને ઘણી વાર રાજાની આંખોમાંથી ચિંતાને લીધે આંસુની ધાર નીકળી પડે છે. આથી રાજા શરીરે સુકાઇ ગયા છે અને રાજવૈદ્ય ઉંચી ઉંચી દવાઓ ખવરાવે છે પણ કેમે કરતાં શરીર વળતું નથી.

( દુહો )

ચિંતા ચૂડેલ જીવતી, ખાય લોહી ને માંસ,
જેને વળગી તેહના, જીવવાની શી આશ. ૩૯૧

જો હવે થોડા વખતમાં કુંવર નહિ આવે કે તેના કશા સમાચાર નહિ આવે તો રાજાજી બચશે નહિ એવું રાજવૈદ્ય સૌને કહે છે. પણ એટલામાં તો શિવાનંદ આવ્યો અને તેને જોતાં જ રાજાના મ્હોં ઉપર તેજ ઉભરાયું. શિવાનંદે કહ્યું કે-મહારાજ ! કુંવરજી પરણીને આવે છે, ત્યાં તો રાજાજીના હરખનો પાર રહ્યો નથી. શરીર સુકાઇ ગયું હતું અને શક્તિ રહી નહોતી, પણ જ્યાં શિવાનંદના મ્હોંમાંથી કુંવર આવવાના સમાચાર સાંભળ્યા, ત્યાં તો રાજાજીમાં એટલું કૌવત આવ્યું કે તે ઉઠીને દોડયા અને શિવાનંદને બાથમાં લઇને વળગી પડયા અને તેમની આંખોમાંથી હરખનાં

આંસુ વહી નીકળ્યાં. રાજાજીનો હરખ જોઇને શિવાનંદની આંખો પણ ભીંજાઇ. કેટલીક વારે રાજાએ શિવાનંદને પોતાની બાથમાંથી છોડયો અને પોતાની ડોકમાંથી મોતીની માળા કાઢીને એ વધામણી બદલ શિવાનંદને પહેરાવીને પછી કુંવરની બધી વાતો પુછી, તે શિવાનંદે ટુંકામાં કહી સંભળાવી.

રાજાજીને હવે સંતોષ થયો પણ હજી તેમના મનમાં એક ચિંતા રહી'તી. કુંવરની પરણ્યાની પહેલી જ રાતે ઘાત લખી હતી, તે રાત જો નિર્વિઘ્ને વળોટી જાય તો સારૂં એવું તેમના મનમાં હતું. અત્યારે તો કુંવરને તેડી લાવવા માટે મોટું સામૈયું તૈયાર કરવાની તેમણે પ્રધાનને વરધી આપી અને પ્રધાન તૈયારીઓ કરવા માટે ચાલ્યો ગયો.

શિવાનંદે હવે રાજાને કહ્યું: "મહારાજ! મારી એક વિનંતિ છે. મારે વધામણી બદલ આ મોતીની માળા જોઇતી નથી પણ મને વચન આપો કે કાલ સવાર પડતાંસુધી આ નગરમાં હું જે કહું તે થાય અને મારા કામની આડે કોઇ આવે નહિ. એટલી મને સત્તા આપો." એમ કહીને શિવાનંદે પોતાની ડોકમાંથી મોતીની માળા પાછી કાઢીને રાજાજીના પગ આગળ પાછી મુકી.

રાજાને વિચાર થઇ પડયો કે આવી સત્તા તો હું પ્રધાનને પણ આપું નહિ તો શિવાનંદને કેમ અપાય? પણ શિવાનંદ કુંવરનો હિતસ્વી ભાઇબંધ હતો અને અત્યારસુધી સુખદુખમાં તેણે કુંવરનો સાથ કર્યો હતો. વળી કુંવર આવવાની વધામણીના બદલામા કીંમતી મોતીની માળા પણ તે લેવાની ના કહેતો હતો, તેથી રાજાજીને તેની ઉપર વિશ્વાસ પડયો કે શિવાનંદ જે કાંઇ કરશે તે કુંવરના હિતનીજ વાત હશે તેથી તેમણે શિવાનંદની માંગણી મુજબની સત્તા તેને આપી.

એક બાજુએ સામૈયાની તૈયારીઓ થવા લાગી અને બીજી બાજુએ શિવાનંદે પાંચસો મજુરો તાબડતોબ એકઠા કરાવ્યા. જે દરવાજેથી કુંવર નગરમાં આવવાનો હતો તે દરવાજો તેણે તોડાવવા માંડયો. રાજા ચંપકસેને કહ્યું: "અરે શિવાનંદ! આ તું શું કરે છે?" પણ શિવાનંદે કહ્યું: "મહારાજ! આપ વચ્ચે કશું બોલશો નહિ, આપે મને વચન આપ્યું છે એટલે આપ મારા કામની આડે આવશો નહિ. હું જે કરૂં છું તે સારૂં કરૂં છું એમજ આપ માની લેજો." આથી રાજાજીથી વધુ કશું બોલી શકાયું નહિ. શિવાનંદે મજુરો પાસે થોડી વારમાં દરવાજો તોડી પડાવ્યો, પછી તેણે ગામના બધા માળીને બોલાવ્યા અને કહ્યું કે આ તુટેલા દરવાજા ઉપર ફુલની કમાનોનો એવો શણગાર કરો કે તેમાં કશી ખામી રહે નહિ અને કુંવર જોઇને ખુશ થઈ જાય. આ બાજુએ માળીઓએ ફુલનો દરવાજો બનાવવા માંડયો અને બીજી બાજુએ કુંવરને લેવા જવા માટે વાજતે ગાજતે સામૈયું નીકળ્યું.

હાથી, ઘોડા, મેના, સુખપાલ, રથ, વગેરે રાજ્યની બધી રયાસત સામૈયામાં નીકળી. સુંદર કપડાં અને ઘરેણાં પહેરી નગરનું મહાજન નીકળ્યું. ઢોલ, વાજાં અને શરણાઇઓના સૂર નીકળવા લાગ્યા. ભવાયાની ભૂંગળોથી ગામ ગાજી રહ્યું. ઘોડેસવારો સોનેરી રૂપેરી વાગા પહેરીને ઘોડા ખેલાવતા સવારીમાં ચાલવા લાગ્યા. રાજા ચંપકસેન સોનાના સુખપાલમાં બેસીને સામૈયામાં કુંવરને તેડવા જવા નીકળ્યા. રાજ્યની વડારણો રાણી મેનાકુંવરીની સેવામાં હાજર થવા માટે સુંદર કપડાં પહેરીને ગીતો ગાતી ગાતી ટોળાબંધ ચાલવા લાગી. એ પ્રમાણે પૂરા ઠાઠમાઠથી લાંબી સવારી નીકળી અને જ્યાં કુંવરે પડાવ નાંખ્યો હતો ત્યાં જઇ પહોંચી.

સવારીને આવતી જોઇને કુંવર મંગળસિંહ પિતાને મળવા માટે તૈયાર થઇ રહ્યો. અત્યારે તેના અંતરમાં આનંદનો વરસાદ વરસી રહ્યો હતો. અનેક દુઃખો વેઠીને તેણે મેનાકુંવરીને પરણવાની પોતાની હામ પૂરી કરી હતી, તેનો તો આનંદ તેના અંતરમાં હતો જ પણ આવું પરાક્રમ કરીને તે સાજો-નરવો ઘેર આવ્યો તેથી પોતાના બાપને કેવો આનંદ થશે તેના વિચારથી પણ તેનો આનંદ અંતરમાં ક્યાંયે સમાતો નહોતો. જેવી સવારી આવી પહોંચી અને રાજા ચંપકસેન સુખપાલમાંથી ઉતર્યો તેવો જ તે દોડીને પિતાના પગમાં પડયો. રાજા ચંપકસેને તેને બે હાથે ઉઠાડયો અને પછી ઉમળકાભેર તેને ભેટી પડયો. રાજાની અને કુંવરની આંખોમાંથી આનંદનાં આંસુની ધારો ચાલવા લાગી. બાપ અને દીકરો કેટલીક-વાર સુધી એક બીજાની બાથમાંથી છૂટયા નહિ અને કેટલીકવાર સુધી તો તેમને ગળે એવો ડચુરો બાઝી ગયો કે તેમનાથી બોલી શકાયું નહિ. વડારણોએ કુંવરને અને મેનાકુંવરીને ફુલના હાર પહે-રાવીને ઓવારણાં લીધાં. ચોમેર આનંદ મંગળ વર્તાઇ રહ્યો. પછી સવારી કુંવરને લઇને ગામ તરફ ચાલવા લાગી.

( દુહો )

જરકસી જામા પહેરીયા ને શિર સોનેરી પાઘ,
હાથે બાજુબંધ બેરખા, ડોકે હીરા મોતી સાજ. ૩૯૨

કમર લટકે તલવાર, ને બરછી જમૈયો ભેઠ,
ઢાલ રંગેલી શોભતી, ખભે તીરનું ભાથું હેઠ. ૩૯૩

ઢાલ ઢબૂકે જોરથી, શરણાઇ કરતી શોર,
ભૂગળ ભેરી વાગતાં, રંગ સવારીનો ઓર. ૩૯૪

રેવત ચાલે ઠમકતો, ઘુઘરો ઘમકે પાગ,
વાજાં વિધ વિધ જાતનાં, કાઢે છત્રીસ રાગ. ૩૯૫

સવારીમાં કુંવરે ઘોડા ઉપર સવારી કરી. આગળ બધી સવારી ચાલે છે, પાછળ શિવાનંદ ઘોડે બેસીને ચાલે છે, પછી રાજા સુખપાલમાં બેઠા છે. પાછળ કુંવર મંગળસિંહનો ઘોડો ચાલે છે, તેની પાછળ રાણી મેનાકુંવરીનો રથ ચાલે છે અને પાછળ વડારણો ગીતો ગાતી ગાતી ચાલે છે.

(લાડકડી ચઢી રે કમાડ—એ રાહ)

કોયલડી ગાયે મધુર, આઘા આંબાવાડીયે રે
કાઢી તીણો પંચમ સુર, ઉડે ઉડે ડાળીડાળીએરે. કોયલડી. ૩૯૬
મહોર આંબલીયાના ખાય, ને હીંચે એ પંખણીરે,
પ્રેમ તણી ગીતા ગાય, સદાય સોહામણીરે. કોયલડી. ૩૯૭
સરોવર કેરે તીર, વસે હંસી હંસલોરે,
જૂદાં પડે ન લગીર, બાંધ્યો પ્રેમ ફાંસલોરે. કોયલડી. ૩૯૮
ઉડે તરે ચરે સાથ, અખંડ એ જોડલીરે,
ધીરે ધીરે વહી જાય, સંસારમાં હોડલીરે. કોયલડી. ૩૯૯
પ્રેમી થજો એવાં સાર, કોયલડી ગાય છે રે,
સતીપતી પંથી હજાર સાંભળતાં જાય છે રે. કોયલડી. ૪૦૦

એક ગીત પુરૂં થતાં વળી વડારણો બીજું ગીત ઉપાડે છે.

રામ સીતાજીને પત્ર લખે છે,
મનડું તો મનડાને ઓળખે છે. ૪૦૧

ધીરાં થજો અમે આવીશું હોંશે.
પ્રીતની રીત નિભાવીશું હોંશે. રામ. ૪૦૨
ચોરીમાં આપણ ફેરા ફરીશું,
બોલના કોલ દઇને વરીશું. રામ. ૪૦૩
ખાન ને પાન ને માને રીઝવશું,
આનંદ-ઓચ્છવ સંગ સોહવશું. રામ. ૪૦૪
સુખ-દુઃખ સંપતના સાથી થઇશું,
ધરમ કરમના સંગાથી રહીશું. રામ. ૪૦૫
પત્ર પારેવાની કોટે બંધાવ્યો,
પારેવો જનકને માંડવડે આવ્યો. રામ. ૪૦૬
વાંચીને પત્ર સીતા હરખાતાં,
નાથ નીરખવા અટારીએ જાતાં. રામ. ૪૦૭

આ પ્રમાણે વડારણો ગીતો ગાતી જાય છે. મંગળસીંહ અને મેનાકુંવરીના મનમાં રામ ને સીતાના જેવા હેતના ઉમળકા આવતા જાય છે અને સવારી આગળ ચાલતી જાય છે. સાંજ પડવા આવી ત્યારે સવારી ગામને દરવાજે આવી પહોંચી. દરવાજે આવતાંજ કુંવરે જોયું કે નગરના ગઢનો જુના વખતનો ઘણોજ મજબુત દરવાજો તોડી નાંખેલો છે અને તેની જગ્યાએ નવો ફૂલનો દરવાજો બનાવેલો છે. આ જોઇને કુંવરને વસમુ લાગ્યું. તેણે શિવાનંદને પોતાની પાસે બોલાવીને પૂછયું કે શિવાનંદ આ ફૂલનો દરવાજો કોણે કર્યો? શિવાનંદે જવાબ આપ્યો કે-મેં કરાવ્યો છે. કુંવરે પૂછયું કે પણ જૂના વખતનો મજબુત દરવાજો તોડાવી શા માટે નાંખ્યો? શું પત્થરના દરવાજા ઉપર ફુલનો શણગાર કરવો હોત તો ન થાત?

શિવાનંદે કહ્યું કે-કુંવરજી, મને ઠીક લાગ્યું તેમ મેં કર્યું છે. એમ કહી શિવાનંદ કુંવરની પાસેથી જતો રહ્યો. કુંવરને બહુ વસમું લાગ્યું. શિવાનંદ જ્યારે ને ત્યારે આડાં આડાં કામો કરે છે અને પોતાની મરજી મુજબ કરી નુકસાન કરે છે એવું જોઇને કુંવરને તેના ઉપર રોષ ચડયો. પહેલીવાર તેણે વડના ઝાડ હેઠળથી ફેરમાં રથ લેવરાવ્યો, બીજી વાર તેણે પર્વતના જોખમભરેલા રસ્તે સૌને દોર્યા અને વળી લુંટારાઓને હાથે કરીને લૂંટ આપી અને ત્રીજી વાર તેણે આવો મજબુત દરવાજો તોડાવી નાંખીને ખોટું કામ કર્યું, છતાં તે માટે પૂછતાં તે સીધો જવાબ પણ આપતો નથી, એવું જોઇને કુંવરને શિવાનંદ ઉપર બહુ ક્રોધ ચડયો. પણ હવે અત્યારે શિવાનંદને કાંઇ ન કહેતાં, કાલે તેને સારી પેઠે સંભળાવવું એવો તેણે પોતાના મનમાં ઠરાવ કર્યો.

(ચોપાઇ)

કરમરેખ આડે પાંદડું, આરપાર દેખાય ન કશું,
જાનકીનાથે જાણ્યું નહિ, થશે શું રાતડી જાતાં વહી. ૪૦૮

ધીરે ધીરે સવારી એ પુલના દરવાજામાં થઇ ગામમાં પેસવા લાગી. પણ જ્યાં કુંવરનો ઘોડો એ દરવાજાની વચ્ચે આવ્યો અને આગળ ચાલવા લાગ્યો, ત્યાં તો પુલનો આખો દરવાજો સરસર કરતો તૂટી પડયો અને કુંવર તથા ઘોડો પુલના ઢગલાની હેઠળ દટાઇ ગયા! શું થયું શું થયું, કહેતા સૌ દોડી આવ્યા, પણ ઘોડો પુલના ઢગલામાંથી માથું મારીને બહાર નીકળ્યો અને ઘોડાને કે કુંવરને કશી ઈજા થઈ નહિ, એટલે કોઇને કશી ચિંતા જેવું રહ્યું નહિ અને સવારી તો જાણે કશું બન્યું જ નથી એમ માનીને આગળ ચાલી.

રાત પડી ગઇ હતી એટલે ગામમાં ચોમેર દીવાઓ થઈ ગયા હતા. ચોટાના વેપારીઓએ દુકાને દુકાને ધ્વજાઓ લટકાવી હતી, તોરણના શણગાર કર્યા હતા અને દીપમાળાઓ પૂરી હતી. ઠેકાણે ઠેકાણે કુંવર ઉપર ફુલના અને સાચાં મોતીના વરસાદ વરસતા હતા. કોઇ તો કુંવરને માથેથી ખોબો ભરીને રૂપીયા કે સોના મહોરો ઉતારીને લોકોના ટોળામાં ફેંકી દેતા અને એ રૂપિયા તથા સોના મહોરો વીણી લેવા માટે ગરીબોમાં તૂટાતૂટ પડતી.

એ પ્રમાણે મંગળસિંહ કુંવર અને મેનાકુંવરી દરબારગઢમાં પહોંચ્યાં. ત્યાં રાણી વર વહુને પોંખવા માટે હાથમાં મોતીનો થાળ ભરીને તૈયાર ઉભાં હતાં. તેમણે બેઉને ચાંલ્લા કર્યા, તેમને ખોબલે ને ખોબલે મોતીએ વધાવ્યાં અને પછી બેઉનાં ઓવારણાં લીધાં એટલે વર વહુ તેમને પગે લાગ્યાં. પછી સૌ દરબારગઢમાં ગયાં. મેનાકુંવરી રાણીની સાથે અંતઃપુરમાં ગઇ અને મંગળસિંહ પિતાની સાથે કચેરીના ખંડમાં આવ્યો. કચેરીમાં સેંકડો માણસો અગાઉથી ભરાઇને બેઠા હતા. કુંવર અને રાજા આસન ઉપર બેઠા એટલે લોકોએ કુંવરની સામે નજરાણાં મૂકવા માંડયાં અને બીજી બાજુએ ભાટ–ચારણ કુંવરને આશીર્વાદ આપતાં દુહા તથા કવિત લલકારવા મંડી ગયા.

(કવિત)

દીપકકો દેખકે પતંગકો હુલાસ હોત,
ચંદસે હુલાસ હોત ચકોર ચકોરી કો;
સૂમકો હિ સોવનસે, દાતારસે ભિખ્ખુનકો,
મેઘ દેખ મોદ હોત મયૂર મયૂરીકો;

ચાતકકો મોદ બઢે બરખાકો મુંદ દેખ,
પ્રીતમકો દેખ હોત હરખ પિયારિકો;
આજ કવિરાજ અરૂ સકલ સમાજકોહિ
અંતર હુલાસ કુંઅર મંગળ નિહારિકો. ૪૦૯

(છપ્પા)

પ્રીતમ પ્યારી જોડ, શીવ પારવતી સોહે
પ્રીતમ પ્યારી જોડ, કૃષ્ણ રાધાથી મોહે;
પ્રીતમ પ્યારી જોડ, સત્ય સાવિત્રી કેરી,
પ્રીતમ પ્યારી જોડ, વિષ્ણુ લક્ષ્મીની અનેરી,
વળી પ્રીતમ પ્યારી જોડલી, રામ ને સીતા સુંદરી,
અખંડ તપજો અવનીમાં, મંગળ-મેનાકુંવરી. ૪૧૦

(સવૈયો)

જયોં લગ અંબરમેં તપિકે સુર સુર-અસુરકો જીવનદાતા,
જયોં લગ શુભ્ર સુહાત શશી બસુધામેં સુધાકી હિ સેર બહાવા,
જયોં લગ શેષ સદા શિરપેં થીર થાવર માત ધરાકો ધરાતા,
ત્યોં લગ મંગલસિંહ પરૈં કર થાપે સદા કીરપાસે બિધાતા. ૪૧૧

આ પ્રમાણે એક પહોર રાત ગઈ ત્યાંસુધી કચેરીનું કામ ચાલ્યું. રાજાએ રાજ્યના બધા નોકર ચાકરને ઇનામો આપીને રાજી કર્યા. બ્રાહ્મણ-વિદ્યાર્થીઓને દક્ષિણા આપીને આશીર્વાદ લીધો. ગરીબ, ભિખારી અને લુલાં પાંગળાંને અનાજ આપીને ખેરીવત કરી. કુંવર આવ્યા તેની ખુશાલીમાં એ રીતે આખું પ્રેમનગર આનંદને હીલોળે ચડયું.

બીજી બાજુએ અંતઃપુરમાં કુંવરને માટે સેજભુવનની તૈયારી

થવા લાગી છે. રાજમહેલને સૌથી છેલ્લો માળ એ તેનો પાંચમો માળ હતો. એ પાંચમા માળ ઉપર શિવાનંદે કુંવરનું સેજભુવન રાખવાનું ઠરાવ્યું. પરણ્યાની પહેલી રાતે કુંવરના ભાગ્યમાં છેલ્લી અને મોટામાં મોટી ઘાત લખી છે એ શિવાનંદ જાણતો હતો. વળી પેલા કાગડાની વાણીથી તેના જાણવામાં એવું પણ આવ્યું હતું કે ઝેરને લીધે કુંવરનું મરણ થશે. આથી શિવાનંદે ઉંચામાં ઉંચા માળપર કુંવરને માટે સેજભુવન રાખવાનું ઠરાવ્યું કે જેથી કોઈ દુષ્ટ માણસ કે ઝેરી જાનવર એટલે ઉંચે આવી શકવાનો સંભવ જ ન રહે. સેજભુવનની બે બાજુએ સાંકડી પણ લાંબી અગાશીઓ હતી, એમાંની પાછલી અગાશીમાં આખી રાત ફરતા રહીને ચોકી પહેરો રાખવો એવો શિવાનંદનો વિચાર હતો.

. સેનભુવનમાં રૂપાનો પલંગ ઢળાયો. સવાગજ ઉચું રેશમી ગાદલું પથરાયું. ઉપર રેશમી ચાદર બિછાવી. આખા ઓરડામાં જ્યાં ને ત્યાં અરીસા અને ચિત્રો મુકયાં. ધૂપદાનીઓ અને ફુલદાનીઓના મઘમઘાટથી ચોમેર સુગંધ છવાઇ ગઇ. હિંડોળા બંધાઇ ગયા, આસનો ગોઠવાઈ ગયાં. બારીઓની આડે બારીક કનાતો મુકાઈ ગઇ અને તેમાંથી મધુરો મધુરો પવન વાઈ રહ્યો. આખા ઓરડામાં રૂપાની દીવીઓ ઉપર જ્યાં ત્યાં દીવા બળવા લાગ્યા અને શિવાનંદે તે દીવા એવી રીતે ગોઠવ્યા કે બિથી બારીઓમાંથી આવતા પવનથી એકે દીવો ઓલવાય નહિ અને આખા ઓરડામાં ચોમેર એકસરખું અજવાળું પ્રસરી રહે. એ પ્રમાણે બધી ગોઠવણ થઈ રહી એટલે શિવાનંદ સેજભુવનમાંથી બહાર નીકળીને કુંવર પાસે આવી બેઠો.

જ્યાં મધરાત થવાનો વખત આવ્યો, ત્યાં મેનાકુંવરી રૂમક ઝુમક કરતી પોતાની સખી કામલતાને સાથે લઇને સેજભુવનમાં

આવી. સેજભુવનની રચના જોઇને તે આનંદ પામી. પછી કામલતાને રજા આપીને તે સ્વામીના આવવાની રાહ જોતી બેઠી અને મનમાં કાંઇ કાંઇ સુખનાં શમણાં સરજવા લાગી.

( દોહા. )

નાથ ! પધારો નેહથી, સુંદર રચી છે સેજ,
ભુજ ભુજ ભરીને ભેટીએ, તનનાં વાધે તેજ. ૪૧૨
પરણી તમને પ્રેમથી, પુર્યા મનના કોડ.
અધુરો કોડ પુરો કરો, ભેટો ભરાઇ સોડ. ૪૧૩
ભાઇબંધોની ટોળીમાં, કરતા હશો આરામ,
ભામનીને શું ભૂલીયા, છોડી એકલી આમ. ૪૧૪
આવો દોડી અલબેલડા, નેનજળે ન્હવરાવું,
ચુંબન ચોખા વેરીને, વ્હાલથકીજ વધાવું. ૪૧૫
દિલ પર આપુ બેસણાં, ભુજની ભેટ ધરાવું,
ઓ મારા પ્રીતમ પ્રભુ ! તમપર વારી જાઉં. ૪૧૬

આ પ્રમાણે મેનાકુંવરી પોતાના મનની સાથે વાતો કરી રહી છે. હીરા, મોતી અને માણેકના અલંકારોમાં દીવાની જ્યોતોના ઝળકારા થવાથી તેનું આખું શરીર જાણે ચમક-ચમક થઇ રહ્યું છે. સેજભવન જાણે ઇંદ્રભુવન હોય અને મેનાકુંવરી જાણે ઇંદ્રાણી હોય અને ઇંદ્રભગવાનના આવવાની વાટ જોઇને બેઠી હોય તેમ હિંડોળા પર બેસીને એકી દૃષ્ટે બારણાભણી નજર કરી રહી છે અને હિંડોળો ધીરે ધીરે કચુડ-કચુડ કરતો ઝુલી રહ્યો છે. જેમ જેમ વખત જાય છે, તેમ તેમ મન અધીરૂં થતુ જાય છે, અને કહેતી જાય છે; હે નાથ ! મધરાત થવા આવી પણ તમે હજી કેમ દેખાતા નથી ? જો

તમે આમ બહાર ને બહાર ફર્યાં કરશો તો પછી અહીં મારા મનની શી ગતિ? હે વ્હાલમ! તમે આજે પહેલીજ રાતે આમ કરો છો તો પછી આ દેહ વિરહાનળના ભભુકામાં કેવી રીતે પ્રાણ ધારણ કરીને રહેશે? જો રોજ રોજ અમાસ આવ્યા કરે તો બિચારા ચકોરની કેવી ગતિ થાય? વરસાદ ન વરસે તો પપૈયાની શી દશા થાય? હે નાથ! વિચાર તો કરો!

( સવૈયો. )

જો અમાવસ પાવસ લાગી રહેં તો ચકોરન કે રહેં પાન કહાં?
ઘન સ્વાતિકે જો બરસેં ન કહૂં તો પપીહનકે તનત્રાન કહાં?
દિનનાથ જો ભોરહિં ઊગેં ન ભાનુ તો ચકન જીવન દાન કહાં?
મહબુબ કો ખૂબ ન દેખેં કહીં તો ગરીબનકી ગુજરાન કહાં? ૪૧૭.

કેટલીકવારે મધરાતનાં ઘડીઆળાં વાગ્યાં. વાટ જોઈ જોઇને થાકવાથી મેનાકુંવરી તો રડવા જેવી થઈ ગઇ. જ્યારથી ગામ બહાર સામૈયું આવ્યું અને સવારી નીકળી ત્યારથી અત્યારસુધી તેણે એક અક્ષર જેટલી પણ વાતચીત કુંવર સાથે કરી નહોતી, તેથી તેનું મન બહુ અધીરૂં થઈ ગયું હતું. પણ એટલામાં તો કમળને ખીલાવનારો સૂર્ય જેમ આકાશમાં ક્રમે ઊગે, તેમ મંગળસિંહ કુંવર હસતો હસતો સેજભુવનમાં આવ્યો અને એકાએક મેનાકુંવરીના મ્હોંપર પણ આનંદની રેખ ફૂટી! હીંડોળા પરથી ઉઠીને તે એકદમ દોડી અને કુંવરને વળગી પડી. કુંવરે તેને બાથમાં ઘાલીને ગાલપર ચુંબન કર્યું અને બરડાપર હાથ ફેરવી ધીરજ આપી.

( દોહો. )

પછી સતી પતી રમણે ચડયાં, ભેટયાં ભરી ભરી ભુજ,
અધીરાં હૈયાં ઉછળ્યાં, પ્રેમ તણી એ બૂજ. ૪૧૮.

ત્રણ ભવ ગયા પછી મળ્યો, પુરો મનુષ્ય અવતાર.
વિરહ તુટયો મેળો થયો, પ્રેમ સરોવર પાળ. ૪૧૯
હૈયે હૈયાં ધબકતાં, બેનાં થયાં છે એક,
રમણે થાકી ઊંઘીયાં, પરોઢ માંહે છેક. ૪૨૦

પરોઢ થયું એટલે મંગળસિંહ અને મેનાકુંવરી પલંગ ઉપર સૂતાં. એક બાજુની અગાશીમાં હથીયારો બાંધીને શિવાનંદ ચોકી પહેરો ભરી રહ્યો છે, પણ કુંવરને કે કુંવરીને કશી ખબર નથી. વારે વારે કુંવર સેજભુવનમાં નજર નાંખીને જુએ છે પણ કશું દેખાતું નથી એટલે વળી પાછો પહેરો ભરે છે. કુંવર અને કુંવરી એક બીજાંની બાથમાં ભીડાઇને નિરાંતે ઉંઘે છે.

એટલામાં એક કાળી નાગણીને શિવાનંદે મોભારાની અંદર ફરતી જોઇ. શિવાનંદ ધનુષ્ય ઉપર તીર ચડાવીને તેને વીંધી નાંખવા જાય તે પહેલાં તો નાગણી બરાબર કુંવરના પલંગની ઉપર મોભારાની આડી પર દોડતી આવી અને ટપક ટપક ઝેરનાં બે ટીપાં નાંખ્યાં તે બરાબર મેનાકુંવરીના ગાલપર પડયાં ! નાગણી તો સડેડાટ કરતી પાછી ચાલી ગઇ અને મોભારામાં કયાં સંતાઈ ગઇ તેની ખબર પણ પડી નહિ. હવે શિવાનંદે વિચાર કર્યો કે કુંવર ઉંઘમાં ને ઉંઘમાં મેનાકુંવરીના ગાલ ઉપર ચુંબન લેશે કે તુરત કુંવરના મ્હોંમાં એ ઝેરનાં ટીપાં જશે અને તેથી કુંવર મરણ પામશે અને એ રીતે પેલા કાગડાની વાણી સાચી પડશે. હવે કરવું શું ?

( ચોપાઈ. )

શિવાનંદ દોડે તત્કાળ, ઝેર પડયું કુંવરીને ગાલ,
ચૂસી લે છે નિજમુખ થકી, તુરંત તેને નાંખ્યું થુંકી. ૪૨૧

શિવાનંદે એકદમ દોડીને કુંવરીના ગાલ ઉપર જે બે ઝેરનાં ટીપાં પડયાં હતાં, તે પોતાના મ્હોંથી ચૂસી લીધાં અને પછી ઝેર થુંકી નાંખ્યું ! પણ એજ ક્ષણે કુંવરી ઝબકીને જાગી અને કુંવર પણ જાગ્યો ! કુંવરી બોલી: "મારા ગાલ પર કોઈનું મ્હોં અડયું" અને કુંવરે પણ શિવાનંદને ગાલ ઉપરથી મ્હોં પાછું લેતો જોયો ! તે એકદમ બોલી ઉઠયો:

"અલ્યા શિવાનંદ તું ?" તત્કાળ કુંવરે પલંગ નીચે પડેલી તલ્વાર મ્યાનમાંથી ખેંચી અને તે શિવાનંદ ઉપર ધસ્યો.

શિવાનંદ બોલ્યો: "કુંવર ! મને માફ કરો ! મેં કશો વાંક કર્યો નથી."

કુંવર બોલ્યો: "અરે લુચ્ચા બ્રાહ્મણ ! તું અહીં આવ્યો શા માટે ? મારા સેજભુવનમાં તું આવ્યો એ જ તારી ખરાબ દાનત દેખાડી આપે છે અને વળી તું કહે છે કે મેં કશો વાંક કર્યો નથી, એ શું ? મેં તને મેનારાણીના ગાલ પરથી મ્હોં પાછું લઇ લેતાં જોયો છે અને મેનારાણી કહે છે કે મારા ગાલપર કોઇનું મ્હોં અડયું, તોપણ તું આવું જૂઠું બોલવાની હિંમત કરે છે ? અરે પાપી બ્રાહ્મણ, સાચું બોલ ! તેં રાણીની આબરૂ પર હાથ નાંખ્યો કે નહિ ?"

શિવાનંદ બરાબર પકડાયો હતો અને કુંવરને સાચી વાત કહેવાથી તે માને તેમ હતું જ નહિ. વળી જો તે કહે તો કાગડાની વાણી પ્રમાણે શિવાનંદનું જ મોત થાય તેમ હતું. આથી તે હાથ જોડીને બોલ્યો: "કુંવર ! રાણીના ગાલને મેં મ્હોં અડાડયું હતું એ વાત ખરી છે, પણ તેમ કરવામાં તમારૂં કલ્યાણ કરવાની જ મારી ઇચ્છા હતી. મારી દાનત ખરાબ નહોતી અને મેં તમારો કશો વાંક કર્યો નથી."

આથી કુંવર વધારે ગુસ્સો કરતો બોલ્યો: "અરે દુષ્ટ બ્રાહ્મણ! તેં રાણીને ગાલે ચુંબન લીધું એ તું કબૂલ કરે છે અને વળી કહે છે કે મારૂં કલ્યાણ કરવા માટે તેં તેમ કર્યું હતું, તો શું તું મને મૂર્ખ માને છે? મિત્ર થઇને તેં આવો દગો કર્યો? સાચી વાત બોલ, તારા પેટમાં પાપ હતું કે નહિ? જો સાચું નહિ બોલ, તો આ તલ્વારથી જ તારૂં ડોકું ઉડાવી દઇશ."

શિવાનંદ બોલ્યો: "કુંવરજી! સાચી વાત કહેવામાં સાર નથી. હું જે કાંઇ કહું છું તેટલાથી સંતોષ માનો, નહિ તો પાછળથી પસ્તાવું પડશે."

કુંવર બોલ્યો: "અરે હરામખોર! સૂર્યપુરથી નીકળતાં જ તે તારી દુષ્ટ દાનત બતાવવા માંડી છે અને તેં ઘણાં ખોટાં કામ કર્યા છે. પરન્તુ અત્યારસુધી મેં તે માટે તને કશું કહ્યું નહિ, તેથી તું તારૂં કપટ વધારે ને વધારે બિછાવવા લાગ્યો. હવે સાચી વાંત બોલ, નહિ તો તને આ ક્ષણે કાપી નાંખું છું."

શિવાનંદને લાગ્યું કે હવે કુંવર કોઇ રીતે માનવાનો નથી. તેની આંખમાં આંસુ આવ્યાં. હવે પોતાનું મોત નજીક આવીને ઊભું છે એવું શિવાનંદને જણાવા લાગ્યું. બિચારી જયા મનથી પોતાને વરી ચૂકી છે તેની શી દશા થશે તેનો વિચાર આવતાં તેના દિલના બંધ તૂટવા લાગ્યો. ગળગળે કંઠે તે બોલ્યો:

( સોરઠો. )

મંગળસિંહ સુજાણ, ભાઇબંધી ભૂલી ગયા,
તમ માટે મેં પ્રાણ, વ્હાલા ન કીધા વિદેશમાં. ૪૨૨

કુંવર બોલ્યો:—

ઓ ઠગ શિવાનંદ, આવો તને જાણ્યો નહિ;
થાત નહિ ભાઇબંધ, દુર્જન કેરો હું કદી. ૪૨૩

શિવાનંદ બોલ્યોઃ

જાણ્યું થાશે ફેર, કાગવાણી મેં સાંભળી,
તમ પર વરસશે ઝેર, પરણ્યાની પહેલી રાતમાં. ૪૨૪
સુણો અવિચારી કુમાર, નાગણે ઝેર વરસાવીયું,
ચુસ્યું મેં કરી વિચાર, રાણી કેરા ગાલથી. ૪૨૫

જ્યાં શિવાનંદ આ પ્રમાણે બોલ્યો, ત્યાં તો તેના પગ એકદમ ઝેરા થઇ ગયા અને જાણે તેને કારમો પક્ષઘાત થઇ ગયો હોય તેમ તે ભોંય પછડાયો. પગ હલાવવા ચલાવવાની શક્તિ પણ તેનામાં રહી નથી. કુંવર સમજ્યો કે આ તો શિવાનંદે ઠગારાવેડા માંડયા છે. તેણે કહ્યું: " અલ્યા બ્રાહ્મણ ! હવે તો બધી વાતનો ખુલાસો જાણ્યા વિના હું તને છોડવાનો નથી, અને તુ આવા ઢોંગ કરીશ તેથી મને તારી દયા આવવાની નથી. બોલ, તેં મારા ગામનો મજબુત દરવાજો તોડાવી નાંખ્યો તેનું કારણ શું ? "

શિવાનંદ બોલ્યોઃ " કુંવર ! એ બધી વાતો પૂછવી રહેવા દો, નહિ તો પછી પાછળથી પસ્તાશો, અને તમને બ્રહ્મહત્યા લાગશે."

કુંવર બોલ્યો: " હુ એવા તારા ઠગારાવેડાથી ભોળવાવાનો નથી, માટે ખરી વાત કહી દે, નહિ તો આ તલ્વાર અને તારૂં માથું ! "

શિવાનંદ બોલ્યો:

તૂટશે ગઢનું બાર, કાગવાણી મેં સાંભળી,
ફૂલતણો શણગાર, બાર તોડાવીને મેં કર્યો. ૪૨૬

આ પ્રમાણે શિવાનંદ બોલ્યો, ત્યાં તો તેના હાથ પણ પગની પેઠે બ્હેરા થઇ ગયા અને લાકડાની પેઠે તેનામાં હલવા–ચલવાની શક્તિ રહી નહિ. હજી પણ કુંવરે માન્યું કે શિવાનંદ ઢોંગ લઇ બેઠો છે. તેણે તેને પૂછ્યું: "હવે, બોલ, પેલા લુંટારાઓને જાણી જોઇને તેં કપડાં ઘરેણાં અપાવી દીધાં તેનું કારણ શું ?"

શિવાનંદે જાણ્યું કે હવે જરૂર મરી જ જવાનું છે. હાથ ને પગ ગયા, પછી જીવતા રહેવાથી પણ શું ? આથી તેણે પણ હવે આનાકાની કર્યા વિના જ કહ્યું:

રાક્ષસ મોટે માગ, કાગવાણી મેં સાંભળી,
કીધો તેનો ત્યાગ, લૂંટ દઈ હોમ્યા લુંટારૂને. ૪૨૭

જ્યાં શિવાનંદે આ વાતનો ખુલાસો કર્યો, ત્યાં તો શિવાનંદનું આખું શરીર લાકડા જેવું થઈ ગયું અને માત્ર મસ્તકમાં જ પ્રાણ આવીને રહ્યો. પણ કુંવરને તો બધી વાતનો ખુલાસો જાણવાનો લોભ લાગ્યો હતો એટલે શિવાનંદની દશાનું તેને ભાન રહ્યું નહિ. તેણે પુછ્યુ: "પણ હજી એક વાત રહી જાય છે. પેલા મોટા વડ હેઠળથી તેં રથને સીધો નહિ લેતાં લાંબા ફેરમાં લેવરાવ્યો તેનું કારણ શું ?"

શિવાનંદે જવાબ આપ્યો:

વડની લાંબી ડાળ, કાગવાણી મેં સાંભળી,
તે તુટત થાત તમ કાળ, ઘાત તમારી નિવારી મેં. ૪૨૮

આટલું બોલતાં જ શિવાનંદના મસ્તકમાંથી પણ પ્રાણ ચાલ્યો ગયો અને તે મુડદારૂપ બની ગયો. મેનારાણી આ બધું સાંભળતી જોઇ રહી હતી તેણે કહ્યું: "સ્વામીનાથ ! શિવાનંદ તો મરી ગયો !"

કુંવર બોલ્યો: "એ તો ઢગવેડા કરતો હશે."

મેનારાણી બોલી: "અરે, જુઓ તો ખરા. લાકડું થઇને જ પડયો છે."

કુંવરે હવે શિવાનંદને હાથ લગાડી જોયો તો જણાયું કે તેનું શરીર ઠંડુંગાર છે, નાડીઓ બંધ છે, શ્વાસ ચાલતો નથી, હાથ ઉંચો કરતાં લાકડાની પેઠે પાછો નીચે પડે છે. ખરેખર શિવાનંદ મરી ગયો એવું જોતાં જ કુંવરને ધ્રાશકો પડયો અને ગભરાટનો માર્યો રાણીની સામે જોઇ રહ્યો. રાણી બોલી: "હવે જુઓ છો શું? શિવાનંદ બિચારો કહેતો હતો, પણ તમે માન્યું નહિ અને જેમ જેમ તે કાગડાની વાણી કહેતો ગયો તેમ તેમ તેનો આત્મા ચાલ્યો ગયો તેથી જ આમ થયું."

કુંવરને હવે પસ્તાવો થવા લાગ્યો અને તે બોલ્યો: "હાય, હાય, શિવાનંદે બધી સાચી વાત કહી અને તેનું આવું પરિણામ આવશે તે તો મારા સ્વપનામાં પણ નહોતું. હવે શું થાય?"

અવિચારમાં ને અવિચારમાં પોતે આ કેવું ખોટું કામ કર્યું તેનું ભાન હવે કુંવરને થવા લાગ્યું. જે ભાઇબંધે સુખ દુઃખમાં પોતાનો સાથ કર્યો, જે કશાએ સ્વાર્થ વિના પોતાની સાથે દેશ-પરદેશમાં ભટક્યો, જેની મદદથી પોતે મેનાકુંવરીને મેળવી અને વળી જેણે પોતાની વિદ્યા તથા ચતુરાઇથી પોતાની અનેક ઘાતોમાંથી બચાવ્યો, તેનું આ રીતે પોતાની જ હઠને લીધે મોત થયું એવું મનમાં આવતાં કુંવરની આંખે અંધારાં આવી ગયાં અને તે ભોંયપર પછડાઇ પડયો. મેનારાણીએ ગભરાટના માર્યા બુમાબુમ કરી મૂકી, એટલે આસપાસથી નોકર ચાકર ધાઇ આવ્યા. મેનારાણી કુંવરનું મસ્તક ખોળામાં લઇને કુંવરને પોતાના પાલવવડે વાયુ ઢોળતી આસના વાસના કરે

છે. નોકર-ચાકર પણ કુંવરને મૂર્છા આવેલી જોઇને વાયુ ઢોળવા લાગ્યા. થોડી વારમાં કુંવર સાવધાન થયો. પોતાના ભાઈબંધના મોતનું કારણ પોતે જ થયો છે એવું સાંભરી આવતાં તેનું હૈયું હાથમાં રહ્યું નહિ અને તે શિવાનંદના મુડદા પાસે બેસી કલ્પાંત કરવા લાગ્યો.

( રાગ વણઝારાનો. )

મારા સુખ દુઃખના સંગાથ, થયો કાળ તારો રે.
તને માર્યો મેં મારે હાથ, થયો હું હત્યારો રે. ૪૨૯

કર્યો મેં નહિ પૂરો વિચાર, થયો કાળ તારોરે,
લીધી હઠ નહિ છોડી લગાર, થયો હું હત્યારો રે. ૪૩૦

તુજ સદગુણ સાંભરે આજ, થયો કાળ તારો રે,
તુજ વિણ ખારો સુખસાજ, થયો હું હત્યારો રે. ૪૩૧

મને લીધો તેં હોત સંગાથ, થયો કાળ તારો રે,
આપણ ફરત સ્વરગમાં સાથ, થયો હું હત્યારો રે. ૪૩૨

તેં તો ઝીલ્યાં આહાં મોત, થયો કાળ તારો રે,
અને હું અહીં બેઠો રોત, થયો હું હત્યારો રે. ૪૩૩

મારા માફ કરી બધા વાંક, થયો કાળ તારો રે,
આવ સાથે લેવા મિત્ર રાંક, થયો હું હત્યારો રે. ૪૩૪

પાછો આવજે દોડી મિત્ર, થયો કાળ તારો રે,
તારી વિદ્યા શું ભુલ્યો વિપ્ર, થયો હું હત્યારો રે. ૪૩૫

તહીં તું અહીં હું નવ હોય, થયો કાળ તારો રે,
ભાઈબંધ-તો સાથે સ્હોય, થયો હું હત્યારો રે. ૪૩૬

બોલ બોલ તું એકજ વાર, થયો કાળ તારો રે,
કેમ ભાઇબંધી ભૂલ્યો સાર, થયો હું હત્યારો રે. ૪૩૭

મંગળસિંહ કુંવરને હવે તો ઘણોએ પસ્તાવો થાય છે, મિત્રના ગુણો સાંભરે છે, પોતાના અવિચારીપણાનું દુઃખ થાય છે, પરન્તુ હવે શું વળે? શિવાનંદના મુડદાને એક વાર બોલવા તે વિનવે છે, તેના માથા ઉપર હાથ ફેરવે છે, તેનો લાકડા જેવો હાથ લઇને પોતાના ગળામાં નાંખે છે, પરન્તુ મરેલું માણસ હવે કેવી રીતે બોલે?

( સોરઠો. )

ઉખેળો ફરીથી વેર, આભના નાગ દેવતા,
વરસાવો ફરી વેર, અકારાં હવે જીવતર થયાં. ૪૩૮

આવું આવું કલ્પાંત કુંવર મંગળસિંહ કરે છે, ભાઇબંધને સ્વર્ગમાં મોકલીને પોતાને હવે સંસારમાં રહેવું અકારૂં લાગે છે, પોતે પણ મરીને મિત્રપાસે જઇને રહેવું એવા વિચારથી નાગદેવતાને ફરીથી ઝેર વરસાવવાનું કહે છે પણ એમ તે નાગ ક્યાંથી આવે? અને એમ મરાય પણ શી રીતે? કુંવર માથું કુટીને મરવા મથે છે, પણ નોકર-ચાકર હાથ પકડી રાખે છે અને કુંવરને વારે છે.

હવે સવાર થવાને બહુ વાર નથી. થોડી વારમા તો આખા મહેલમાં આ વાત ફેલાઇ ગઇ. રાજા આવ્યો, રાણી આવી અને રાણીની સાથે જયા પણ આવી. મેનારાણીએ રોતાં રોતાં બધી વાત સાસુ-સસરાને કહી. કુંવરને શિવાનંદના મુડદા પાસે બેસીને કલ્પાંત કરતો જોઇને રાજા-રાણીનું હૈયું પણ હાથ રહ્યું નહિ અને તેમની આંખોમાંથી પણ આંસુની ધારો વહી નીકળી. ગામમાં ચોમેર વાત પ્રસરી ગઇ તેથી ગામના લોકો પણ દરબારગઢમાં એકઠાં થયાં અને

કુંવરનું કલ્પાંત સાંભળતાં સૌનાં દિલમાં ડુમો ભરાઇ આવે છે અને આંખો ભીંજાય છે.

વનના વાયુ સાચ, સચરાચર વ્યાપી તમે,
થોડા શ્વાસો શ્વાસ, ધીરો મારા મિત્રને. ૪૩૯
અંબરમાંહિ તપંત, સાચા સુરજ દેવતા,
થોડાં તેજ જલંત, ધીરો મિત્રના નેનને. ૪૪૦
મેઘ કરો છો અવાજ, ગાજે ગરવા ગગનમાં,
શબ્દ કરવાની આજ, ધીરો શક્તિ મુજ મિત્રને. ૪૪૧
પુરીએ મનના કોડ, એક ઘડી જીવ દે પ્રભુ!
બેસીએ જોડાજોડ, કરીએ હૈયાંની વાતડી. ૪૪૨

રાજા-રાણી કુંવરને બહુએ ધીરજ આપે છે, પરન્તુ કુંવર તો કલ્પાંત કર્યાજ કરે છે. જો પોતાનો મિત્ર ફકત એક ઘડી જેટલો વખત જીવતો થાય, તો તેની સાથે હૈયાં ખોલીને વાતો કરવાની કુંવરને અભિલાષા છે, પણ હવે તે કયાંથી પૂરી પડે ? કુંવરનું કલ્પાંત સાંભળીને સૌ કોઇ ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડે છે, પણ માત્ર જયાની આંખમાં એકે આંસુ નથી!

જયા અને શિવાનંદ હજી અગ્નિની શાખે પરણ્યાં નથી, પરન્તુ એક બીજાનાં મન તો પરણી ચૂકેલાંજ છે. અત્યારસુધી જયા ઘડી-વારમાં શું બની ગયું તેનો વિચાર કરતી બાઘાની પેઠે જોઇજ રહી હતી. હવે તેને ભાન આવ્યું કે પોતાનો મનમાન્યો સ્વામી શિવાનંદ તો પરલોકમાં ચાલ્યો ગયો છે અને પોતે આશાભરી કુંવારિકા આ લોકમાં રહી ગઇ છે. આવું ભાન થતાં તેના હૃદયમાં ડૂમો ભરાઇ આવ્યો અને આંખે અંધારાં આવ્યાં. શરીરે પરસેવો-પરસેવો થઇ

રહ્યો. તે શિવાનંદના મુડદાના માથા પાસે બેસી ગઇ. તેની આંખમાં આંસુનું ટીપું પણ નહોતુ, પરન્તુ અત્યારે તેના હૃદયમાં કેટલું દુઃખ થતું હતું તે તેના મ્હોં ઉપરથીજ કળી શકાતું હતુ. રાજા અને રાણી કુંવરને સમજાવીને શિવાનંદના મુડદા પાસેથી જરા આઘે લઇ ગયાં અને કુંવર દૂર બેઠો બેઠો રડવા લાગ્યો. એટલામાં ગામમાં રાજવૈદ્યને ખબર પડી એટલે તે આવી પહોંચ્યો અને જેવો તે શિવાનંદને જોવા જાય છે, ત્યાં જયા આડો હાથ ધરતી બોલીઃ “ ભાઇ ! મરેલા માણસને હવે તમે જીવાડી શકશો ? ” આ સાંભળીને રાજવૈદ્ય પાછો હઠી ગયો.

પછી જયાએ શિવાનંદનુ માથું પોતાના ખોળામાં લીધું. એ વખતે એ કુંવારી સતીમાં સત પ્રકટયું હોય તેમ તેનું મ્હોં લાલ-ચોળ થઇ ગયું. તેના મ્હોં ઉપર સતનું તેજ જોઇને બધાને નવાઇ લાગી. તે વિલાપ કરતી પ્રભાતના ઉગતા સૂરજ તરફ હાથ જોડીને બોલીઃ

મનથી વાંછયો મેંય, સ્વપને પણ પરનર નહિ,
સાક્ષી સૂરજ દેવ, અમીના છાંટા છાંટજો. ૪૪૩

આટલું બોલતાંજ જયાની આંખમાંથી આંસુનું એક ટીપું નીકળ્યું અને તે ટીપું શિવાનંદના કપાળ ઉપર પડયું કે તુરત જાણે કે અમીનું ટીપું જ પડયું હોય તેવી રીતે શિવાનંદે આંખ ઉઘાડી. આ ચમત્કાર જોઇને સૌ અચરજ પામ્યાં અને આનંદ પણ પામ્યાં. કુંવર પણ પોતાનો વિલાપ વિસરી ગયો અને આ સતીના સતનો ચમત્કાર જોઇ રહ્યો. પણ જયાને તો શિવાનંદે આંખો ઉઘાડી છે તેની ખબર જ નથી. તેનું ધ્યાન તો એક માત્ર સૂરજ દેવ તરફ જ લાગી રહેલું છે અને તેની તરફ હાથ જોડીને બોલી રહી છેઃ

મુખથી બોલી વાણુ, ઈચ્છયો નહિ નર અવરને,
સાક્ષી હે જગ ભાણુ, અમીના છાંટા છાંટજો ! ૪૪૪

જયા એટલું બોલી રહી અને તેની આંખમાંથી આંસુનું બીજું ટીપું નીકળીને શિવાનંદના કપાળ પર પડયું ત્યાં તો શિવાનંદના હાથમાં ચેતન દેખાયું, અને તેણે પોતાના બેઉ હાથ ઉંચા કરીને પોતાની છાતી ઉપર રાખ્યા. હવે સૌને ખાત્રી થઇ કે આ સતીના સતના પ્રભાવથીજ શિવાનંદ જીવતો થયા વિના રહેશે નહિ. પણ હજી જયાને કશી ખબર નથી. તે તો એક ધ્યાને સૂરજનીજ સ્તુતિ કરી રહી છે !

કાયાથી મેં સેવ, કીધી નહિ પર નર તણી,
સાક્ષી સૂરજ દેવ, અમીના છાંટા છાંટજો. ૪૪૫

આટલું બોલતાંજ જયાની આંખમાંથી આંસુનું ત્રીજું ટીપું નીકળીને શિવાનંદના કપાળ પર પડયું અને શિવાનંદ આળસ મરડીને બેઠો થયો, અને લોકોએ પોકાર કર્યો: "સતી માતાની જય." કુમાર શિવાનંદ પોતાની એક વ્રતધારી વણપરણેલી જયાને ભેટવા દોડયો ! જયા આઘી હઠી ગઇ અને બોલી: " હે શિવાનંદ ! આપણે હજી લગ્ન વિધિથી પરણ્યાં નથી માટે દૂર રહેજો. તમે પાપમાં પડી, અને પાપમાં પાડશો નહિ." શિવાનંદને જયાની વાત ખરી લાગી એટલે તે દૂરજ રહ્યો. પછી કુંવર મંગળસિંહ શિવાનંદને ભેટી પડયો અને તેના ખભા ઉપર માથું મૂકીને ખૂબ રડયો. શિવાનંદે તેને ધીરજ આપતાં કહ્યું: " હે કુંવર મંગળસિંહ! તમે રડોછો શાને ? આપણો ત્રણ-ત્રણ-અવતારનો સંબંધ છે અને આ તો આપણો ચોથો અવતાર છે. આ અવતારમાં તમારે માથે અનેક ઘાતો હતી અને એ

ઘાતોનુ નિવારણ મારે હાથે થવાનું હતું, તેથી આ રીતે થયું. આગલા ભવમાં તમે મારી સેવા કરી હતી, તેથી આ ભવે મેં તમારી સેવા કરી છે અને એ રીતે મેં તો મારૂં પરભવનું કરજ કાપ્યું છે. જે કાંઇ થવાનું હતું તે થઇ ગયું, માટે હવે કાંઇ કલ્પાંત કરશો નહિ."

પછી શિવાનંદ રાજારાણીને પગે લાગ્યો અને સૌએ તેને આશીર્વાદ આપ્યો. દરબારગઢમાં એકઠા થએલા લોકો આ કારમા બનાવથી શોક કરતા હતા, તેઓ હવે આનંદ પામવા લાગ્યા અને જયા જેવી સતીનાં દર્શન કરવા માટે પડાપડી કરવા લાગ્યા.

( સોરઠા. )

ચુડલો રહ્યો અભંગ, નીપજ્યાં અમૃત આંસુતણાં,
લાજ લાખેણી સંગ, લલાટે લખ્યાં સત ને શિયળ. ૪૪૬
વનમાં હરખ્યા મોર, રણમાં હરખ્યા પંથીડા,
ધન્ય ધન્ય ચારે કોર, માનવી હરખે ઉચ્ચર્યાં. ૪૪૭

સતીનો ચુડલો અખંડ રહ્યો અને પ્રભુએ તેની લાજ રાખી એવું જાણીને ચોમેર આનંદ આનંદ થઇ રહ્યો. રાજાએ કુંવર આવ્યો ત્યારે જેટલું દાન કર્યું હતું તેટલું દાન શિવાનંદ જીવતો થયો ત્યારે પણ કરીને પોતાનો હરખ બતાવ્યો.

હવે રાજાએ જોષીને તેડાવીને શિવાનંદ અને જયાના લગનનું મુહુર્ત જોવડાવ્યું. બીજા દિવસનુંજ મુહુર્ત આવ્યું, એટલે રાજાએ પોતાને ખર્ચે મોટી ધામધુમથી શિવાનંદ અને જયાનું લગન કર્યું. લગન કર્યા પછી જયાના માતાને ખબર પહોંચાડયા એટલે તે પણ આવી અને શિવાનંદ જેવો પોતાને જમાઇ મળ્યો તે જાણીને બહુ આનંદ પામી.

પછી મેનારાણીએ પોતાના પિતાને પોતાના કુશળ સમાચાર મોકલ્યા. રાજા-રાણી હજી જાણતાં નહોતાં કે મેના કોને પરણી છે. જ્યારે તેમણે જાણ્યું કે જયા તો પ્રેમનગરના પાટવી કુંવરને પરણી છે ત્યારે તેમને પણ સંતોષ થયો અને બેઉ જણાં મેનાને મળવા આવ્યાં. મા-દીકરી આનંદનાં આંસુએ મળ્યાં અને સસરો-જમાઇ પણ હરખભેર ભેટયા. પ્રેમનગર અને સૂરજપુર એ બે રાજ્યો આવા લગન સંબંધથી જોડાયાં છે એવું જાણીને લાટના રાજા જસરાજે હવે વેર વાળવાનો વિચાર છોડી દીધો, કારણકે બેઉ રાજા એકઠા થઇને લડે તો જસરાજ તેમને પહોંચી શકે તેવું નહોતું. હવે તો શામલતાજ જસરાજના રાણીવાસમાં મ્હાલે છે અને આનંદ કરે છે.

રાજા ચંપકસેનને હવે વિચાર કર્યો કે કુંવર મંગળસિંહ રાજ્ય કરવાને લાયક થયો છે અને પોતે વૃદ્ધ થયો છે, માટે પોતે જીવતાંજ કુંવરને ગાદીએ બેસાડીને પોતે પ્રભુભજનમાં મન પરોવવું એ સારી વાત છે. આથી રાજાએ જોષીને બોલાવીને કુંવરને ગાદીએ બેસાડવાનું મહુર્ત જોવડાવ્યું. આઠેક દિવસ પછી એ મુહુર્ત આવતું હતું તેથી ચંપકસેન રાજાએ સૂર્યપૂરનાં રાજા રાણીને આગ્રહ કરીને રોકયાં. આઠ દિવસ ગયા એટલે ભારે ધામધુમથી રાજાએ મંગળસિંહને ગાદીએ બેસાડીને રાજ્યપાટ તેને સોંપી દીધું. રાજ્યનો પ્રધાન ઘરડો થયો હતો તેથી તેણે પણ રાજાની પેઠેજ પ્રભુભક્તિમાં મન પરોવવા માટે નોકરી છોડી દેવાની ઇચ્છા બતાવી. આથી શિવાનંદને પ્રધાનપદ આપવામાં આવ્યું અને જૂના પ્રધાનને જીવાઇ બાંધી આપીને નોકરીમાંથી છૂટો કર્યો. એ પ્રમાણે મંગળસિંહ ગાદીએ બેઠો અને શિવાનંદ પ્રધાન થયો. રળીયા ગઢવીને પણ રાજ્યમાં સારી નોકરી આપવામાં આવી. મેનારાણી અને જયાસુંદરી વચ્ચે પણ સારી પેઠે

સ્નેહ જામ્યો હતો, તેથી રોજ જયા, મેના અને કામલતા રાણીવાસમાં મળે છે અને આનંદમાં દિવસો ગાળે છે.

( સોરઠા. )

ભવ ભવ તણા વિજોગ, કાપ્યા હરિએ કરી કૃપા,
સત-પતિ-મિત્ર સંયોગ, સ્થાપ્યા રાખ્યા સુખમાં. ૪૪૮
આનંદ અધિકો થાય, વિજોગીને સંજોગથી,
જેમ પ્રભુદર્શન થાય, પ્રેમે ઘેલા ભગવને. ૪૪૯



# નવ-દંપતીને શિખામણ.

**પૃષ્ઠ ૩૨૦, સોનેરી પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૨ા. મિત્રો તથા સખીઓને લગ્નની ભેટ આપવા માટેના સોનેરી શણગાર સાથેના પુસ્તકનું મૂલ્ય રૂ. ૩) પોસ્ટેજ વધારે.**

અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવ, વિહારનો અતિયોગ, વાંઝીયાપણું, ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ સંબંધી અજ્ઞાન ઇત્યાદિ કારણોને લીધે અનેક નવ-દંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતાં નરકાવાસ ભોગવવા જેવો જણાય આવે છે. જેઓ ઉપયોગી શિખામણો મેળવી લે છે તેઓ પોતાનું ભવિષ્ય સુખમાં વ્યતીત કરે, એટલું જ નહિ, પણ સંસારમાં તેઓ નબળાઇ, હિસ્ટિરિયા, વાંઝીયાપણું, દુબળ અને રોગિષ્ટ સંતાનો ઇત્યાદિ દોષોથી મુક્ત થાય છે. આવી સર્વ પ્રકારની શિખામણો, આહાર વિહારના સ્પષ્ટ નિયમો, દરદોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે સર્વ કોઇ વિષયો આ પુસ્તકમાં સ્ત્રીઓ પણ સમજે તેવી સરલ ભાષામાં સમાવેલા છે.

જુવાની આવવાનો સમય અને તેનાં ચિહ્નો, સુવાનું સ્થળ અને રીત, સ્ત્રીસમાગમ સંબંધી નયમો અને તેના સારા માઠા પ્રકાર સંબંધી સમજણ, કેટલીક કુટેવો અને તેનાં માઠાં પરિણામો, સ્તનની રચના અને સ્ત્રીના સૌન્દર્ય સંબંધી વિગતો, ઋતુની શરૂઆત અને આસિક ઋતુ, નીરોગી ઋતુ અને ઋતુદોષમાં લક્ષણ તથા નિવારણ, ઋતુ સંબંધી દર્દો અને તેના ઉપાયો, છોકરીઓને થતો પ્રદર અને તેનાં કારણો, જુવાન સ્ત્રીઓને થતો હિસ્ટિરિયા, તેનાં કારણો અને તે મટાડવાના ઉપાયો, પુરૂષનું કાર્ય અને સ્ત્રીના આર્તવ સંબંધી સમજુતી તથા તેનો ઉપયોગ, ગર્ભસંચાર સંબધી સમજણ અને તે

જાણવાની રીત, વંધ્યત્વ પ્રાપ્ત થવાનાં કારણો અને તેના ઉપાયો, સગર્ભાવસ્થામાં રાખવી જોઇતી સંભાળ, ગર્ભ ધારણ થયો હોય તો તે ઓળખવાની રીત; દોહદ અથવા ડોહોળો, ગર્ભવતી સ્ત્રીને ઉત્પન્ન થતી ઇચ્છા અને તે પૂર્ણ કરવાની જરૂર, ગર્ભસ્રાવ અને ગર્ભપાત, તેનાં કારણો અને તેમ ન થવા દેવાના ઉપાયો, પુત્ર-પુત્રી થવા વિષેનાં ચિહ્નો અને તેની સમજણ, સુંદર સંતાનો પ્રાપ્ત કરવાની કેટલીક ઉપયોગી રીતો, પ્રસૂતિ થયા પહેલાં રાખવાની સંભાળ અને તે સમય આવી પહોંચવા વિષેની સમજુતી, કયાં કારણોથી પ્રસવકાળે થતી વેદના થોડી અથવા વધારે વાર સુધી લંબાય છે અને કયા દેશમાં કેવા પ્રકારના નિયમોથી પ્રસવ થાય છે? પ્રસવ થયા પછી પ્રસૂતા પ્રત્યે રાખવી જોઇતી સંભાળ, પુત્ર કે પુત્રીની સંખ્યા, ઉત્પત્તિ અને આયુષ્ય, બળવાન અને સુંદર સંતાનો ઉત્પન્ન કરવા માટેના નિયમો અને વીર્યવૃદ્ધિના ઉપાયો, અનિયમિત ઋતુથી થતી વેદના તથા ગર્ભધારણના નિયમો, સન્તાન જીવતાં ન હોય તેના ઉપાયો, અર્ધમૃત અવસ્થામાં જન્મેલાં બાળકોને બચાવવાના ઉપાયો, કેવી રીતે ઉછેરવાથી બાળકો દીર્ઘાયુષી થાય? બાળકોના રોગ અને તેનાં કારણોનો નિર્ણય. શાથી બાળક ક્ષીણ થઇ જાય છે? બાળકને ધવરાવવા વિષે નિયમો. બાળકોનો કૃમિરોગ. બાળકોના આરોગ્ય સંબંધી, સ્નાન સંબંધી, આહાર સંબંધી ઉપયોગી નિયમો બાળકોનો તાણનો રોગ, તે રોગ થવાનાં કારણો અને તે મટાડવાના નિયમો, બાળકોની શરદી તથા ખાંસી અને તેના ઉપાયો. બાળાગોળી અને બાળકોના પ્રકીર્ણ રોગો. બાળકના ગળામાં કાંઈ ભરાઇ રહે ત્યારે શું કરવું? ઓરી અને અછબડા ઉભરાય ત્યારે કેવી સંભાળ રાખવી જોઇએ? શીળી અથવા બળીયા. ગર્ભધારણનો કાળ અને પ્રસવના કાળનું કોષ્ટક.

શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજી રચિત

# કર્ત્તવ્ય-કૌમુદી.

## [ ખંડ ૧-૨-૩. ]

## ( ત્રીજી આવૃત્તિ )

આ ગ્રંથના **પ્રથમ** ખંડમાં સામાન્ય કર્ત્તવ્યનો બોધ, **દ્વિતીય** ખંડમાં મનુષ્યની પ્રથમ અવસ્થાના કર્ત્તવ્યનો બોધ અને **તૃતીય** ખંડમાં મનુષ્યની બીજી અવસ્થા-તરુણાવસ્થાના કર્ત્તવ્યનો બોધ કરવામાં આવ્યો છે. કર્ત્તવ્યના પ્રકાર અને અધિકારીઓ, કર્ત્તવ્યના કાળની ઘટના, ઇચ્છાનું નિવાસક્ષેત્રઃ ચિદ્દવૃત્તિ, કર્ત્તવ્ય અને સંકલ્પશક્તિ કર્ત્તવ્ય-પરાયણતા, ઉત્સાહ, આલસ્યનો નિષેધ, ક્રોધત્યાગ, માત્સર્ય તથા નિન્દાનો પ્રતિષેધ, કર્ત્તવ્યસાધક ભાષા, પ્રતિજ્ઞાનિર્વાહ, ગર્ભસંસ્કાર, ગૃહશિક્ષણ, બાહ્યશિક્ષણ, શિક્ષક અને શિક્ષણ, બ્રહ્મચર્ય, આરોગ્ય અને મિતાહાર, આજ્ઞાધીનતા, સાહાધ્યાયીઓ સાથેનું વર્તન, સમયવહન, સપ્તવ્યસન-નિષેધ, દ્વિતીય અવસ્થામાં પ્રવેશ, ગૃહિણીનાં કર્ત્તવ્યો, વિધવાઓનું કર્ત્તવ્ય, પુરૂષોના ધર્મોઃ કૃતજ્ઞતા અને પ્રત્યુપકાર, ઉદારતા અને સહિષ્ણુતા, સન્મિત્રો, સાત્ત્વિક પ્રેમ, કન્યાવિક્રયનિષેધ અને સદુદ્યોગ વગેરે વિષયોપરના એકંદરે ૩૭ જુદા જુદા પરિચ્છેદોમાં આખો ગ્રંથ પુરો થાય છે.

આ ગ્રંથની બે આવૃત્તિઓ અત્યંત લોકપ્રિય થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. પહેલી બે આવૃત્તિ ટૂંક સમયમાં ખપી ગઇ હતી અને લાંબા સમયથી તે નહિ મળતી હોવાથી ત્રીજી આવૃત્તિ તૈયાર કરી છે. તેના સંબંધમાં અનેક વિદ્વાનો, મુનિજનો, વર્તમાન-પત્રો વગેરેનાં પ્રશંસાપત્રો મળેલા છે. વડોદરા રાજ્યમાં આ પુસ્તક ઇનામ તથા લાયબ્રેરીને માટે મંજુર થએલું છે અને હિંદી ભાષામાં

તેનો અનુવાદ થઈ ચૂકયો છે. આ પ્રમાણે ગ્રંથ અતિલોકપ્રિય થયો છે.

પુસ્તકનો ફેલાવો વધારે પ્રમાણમાં થાય તેટલા માટે તેનું મૂલ્ય પડતર કરતાં પણ ઓછું રાખવાનું ઠરાવ્યું છે. **મૂલ્ય માત્ર રૂ. ૧I.** વી પી. પોસ્ટેજ ૮ આના.

# લતા અને લલિતા.

## ભાગ ૧-૨-૩-૪-૫.

### ( સંપૂર્ણ સચિત્ર સાંસારિક નવલકથા. )

**[ લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ. ]**

આ પાંચ ભાગની સંપૂર્ણ નવલકથા લોકોમાં એટલી લોકપ્રિય થઇ છે કે તેના જુદા જુદા ભાગોની ઘણી આવૃત્તિઓ થઇ ચૂકી છે. તેમાં લતા અને લલિતા નામની બે બ્હેનો જુદા જુદા સંસ્કારમાં ઉછરીને કેવાં સુખ-દુખ ભોગવે છે, બહારના આડંબરી સુધારાથી નીતિની કેવી ખરાબી થાય છે, રાજખટપટ અને રાણીવાસના કાવા-દાવા કેવા હોય છે, સૂર્યસિંહ, શોભના અને રમાની ત્રિપુટી કેવા વિલક્ષણ સંયોગોમાં વસે છે, દંભી ધર્મગુરૂઓ કેવા હોય છે અને સંસારત્યાગી સાચા મહાત્માઓ કેવા હોય છે, તેનો ખ્યાલ સુંદરરીતે આપવામાં આવ્યો છે. શુદ્ધ અને અશુદ્ધ પ્રેમનો ખ્યાલ તે ઉપરથી જરૂર આવે છે. સંસારી વિટમ્બણાઓમાં નીતિયુક્ત માર્ગનું જરૂર ભાન થાય છે. શૃંગાર અને કરૂણા રસથી ભરપૂર છે. આ નવલકથાને માટે વિદ્વાનોએ અને વર્તમાનપત્રોએ ઉંચા અભિપ્રાયો આપેલા છે. દરેક ભાગમાં ચાર ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપેલાં છે અને પુસ્તકો પાકાં સોનેરી નામવાળાં પુંઠાંથી બાંધેલાં છે. પાંચે ભાગનું **મૂલ્ય રૂ. ૮II,** પોસ્ટેજ વધારે.

# માયાવી મસ્તક

અથવા

## સાહસની પ્રતિમા.

[ ભાગ ૧-૨-૩ ]



[ મી. રેનોલ્ડ્ઝની એક અંગ્રેજી નવલકથા ઉપરથી લખવામાં આવેલી અદ્ભુત, વીર અને શૃંગાર રસથી ભરેલી સચિત્ર નવલકથા. ]

લાંબા વખત સુધી એક દેશ પરરાજ્યની ધુસરી તળે રહેવાથી તે દેશની મૂળ પ્રજાની ગુલામી મનોદશા થઈ જાય છે, દેશને સ્વતંત્ર કરવા મથનારને એ દેશની પ્રજા હાંસી મારે છે, કારણકે તેની ક્ષુદ્ર મનોવૃત્તિને સ્વતંત્રતા કરતાં પરતંત્રતા વધારે સુખકર લાગે છે! આવી ગુલામી મનોદશા એક વખત સ્પેનના ખ્રિસ્તીઓની થઇ ગઇ હતી અને તેઓ મુસલમાનોની સાથે અત્યંત અપમાનભરી સુલેહની શરતો કરી-સ્વતંત્ર થવાની ઇચ્છા પણ કર્યા વિના બાયલા બની બેઠા હતા! આ સુલેહની શરતોમાંની એક એ હતી કે ખ્રિસ્તીઓએ દરવર્ષે પોતાની એક સો સુંદર તરૂણ કુમારિકાઓ મુસલમાન બાદશાહના ઝનાનામાં ખંડણી તરીકે મોકલી આપવી! આ ખંડણી દર વર્ષે ભરાએ જતી હતી, તેમાંથી અદ્ભુત પ્રસંગો ઊભા થતા હતા, એવામાં માયાવી મસ્તક આ કથાની નાયિકાને જે અદ્ભુત પ્રેરણા કરે છે અને તેમાંથી જે કાંઇ ચિત્ર-વિચિત્ર બનાવો બન્યા કરે છે, જે ઇતિહાસની અજાણવી વાતો ભૂતકાળના પેટમાંથી પ્રકાશમાં આવે છે, અને વિલક્ષણ તથા રૂવાં ખડાં કરે એવા દેખાવો નજરે પડે છે, તેની કથા વાચકને

આદિથી અંત સુધી અદ્ભુત, વીર અને શૃંગાર રસનાં ઝરણાંમાં ડુબાડુબ બનાવી દે છે ! આ નવલકથામાં તમે વિચિત્ર ભોંયરાના ભેદ જાણશો, જડ હાડપિંજરોને મનુષ્યની પેઠે ગતિ કરતાં જોશો, પત્થરના બનેલા મસ્તકને ભવિષ્યની ભેદભરી વાણી બોલતું સાંભળશો, દેશને સ્વતંત્ર કરવા મથનાર બહારવટીયાનાં અદ્ભુત પરાક્રમો જોશો, જીવતાં મનુષ્યોને શહેરની વચ્ચે બાળી મૂકનાર દુષ્ટની દુષ્ટતા નજરે નિહાળશો, પરદેશી રાજ્યકર્તાઓની સામે બળવો ઉઠાવવાની છૂપી તૈયારીઓ કરનારનાં કારસ્તાનો અવલોકશો, માબાપથી વિખુટી પડેલી-પ્રેમિકની વિજોગણુ બનેલી-દિલના દુઃખથી ઝીજાતી સુંદર તરૂણ કુમારિકાઓને શત્રુના ઝનાનામાં સ્વાહા થવા જતી જોઇ રહેશો, કથાનાં નાયક-નાયિકાને એકવાર સુખના સ્વર્ગનાં મ્હાલતાં અને બીજી વાર દુઃખના ડુંગર તળે કચરાતાં દેખી અજબ થશો, અને અસંભવિત દેખાતાં દૃશ્યોના ગૂઢ ભેદ ઉકેલવાને જ્યારે તમે તરફડશો પણ તેમાં અફળ ગયા પછી જ્યારે તમે તેના ખરાં ભેદ જાણશો ત્યારે તમારા મુખમાંથી આનંદ તથા આશ્ચર્યના ઉદ્ગારો બહાર પડયા વિના નહિજ રહે ! ટૂંકામાં આખી કથામાં એક પણ પાનું, એક પણ પેરા કે એક પણ વાકય તમને એવું નહિ જડે કે જેમાંથી ભેદ, રસ અને ઉપદેશ ન ઝરી રહ્યાં હોય.

આ પુસ્તકના ત્રણ ભાગમાં ૧૨ સુંદર ફોટો-ચિત્રો આપવામાં આવેલાં છે. પુંઠાં છીંટથી બાંધેલાં મજબૂત તથા સુંદર ચિત્રોવાળાં અને સોનેરી અક્ષરોવાળાં છે. કાગળ જાડા-એન્ટીક વાપરેલા છે અને એકંદરે ૮૦૦ પૃષ્ઠ છે. મૂલ્ય દરેક ભાગનું રૂ. ૩, પોસ્ટેજ જુદું.

મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# શ્રી ભકતામર-મંત્ર-માહાત્મ્ય.

જૈનોના જાણીતા "ભકતામર સ્તોત્ર"ની મહાત્મ જાણીતું છે. આ પુસ્તકમાં એ સ્તોત્રનો દરેક મૂળ શ્લોક, તેના અર્થો, દરેક શ્લોકની પ્રભાવદર્શક ચમત્કારિક કથાઓ, દરેક શ્લોકના મંત્રો, ઋદ્ધિ અને ૪૮ શ્લોકના ૪૮ યંત્રો, તે સિદ્ધ કરવાની વિધિ તથા તેથી થતા લાભના વિવેચન સાથે ખાસ પત્થર છાપથી છાપીને આ પુસ્તકમાં દાખલ કરેલાં છે. આ ઉપરાંત સ્તોત્રની ઉત્પત્તિની કથા, મંત્રની શક્તિ વિષે નિબંધ, વિધિની શુદ્ધિ સાધવા માટેની ખાસ સૂચનાઓ ઇત્યાદિ પુષ્કળ લખાણ આપેલું છે. પુસ્તક આશરે ૨૫૦ પૃષ્ઠનું છે. તેને રેશમી પુંઠાથી બાંધેલું છે જેથી પુજા વગેરેના ઉપયોગમાં લઈ શકાય છે. **મૂલ્ય** રૂ. ૨. પોસ્ટેજ વધારે. પહેલી આવૃત્તિ ખપી ગઇ હોવાથી સુધારા વધારા સાથે આ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે.

# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

## ( સાંસારિક ગુપ્તજ્ઞાન વિષયક સચિત્ર ગ્રંથ. )

આમાં રતિશાસ્ત્રનું મહાત્મ્ય, સ્ત્રીજાતિ ભેદ, પદ્મિની, શંખિણી, ચિત્રિણી, હસ્તીનીનાં લક્ષણો અને તેમનાં મનહર ચિત્રો, પુરૂષજાતિ જેવી કે મૃગજાતિના, શશકજાતિના, અશ્વજાતિના અને વૃષભજાતિના, સ્ત્રીપુરૂષના સામુદ્રિક લક્ષણ, પુરૂષ પ્રકૃતિ જાણવાનું સાધન, સ્ત્રીજાતિના અવસ્થા ભેદ, ચારજાતિના પુરૂષોને યોગ્યનારી નિર્ણય; વિવિધ જાતનાં સ્ત્રીપુરૂષોથી થતા સંતાનોના ગુણાવગુણ, કુમારી વિવરણ, ઋતુવર્ણન અને તેનુ ફળાફળ, રજોદર્શન, માસફળ, રજોદર્શનનું નક્ષત્રફળ, ઋતુમતિ સુંદરીનું કર્તવ્ય, લાવણ્ય કિંવા સૌંદર્ય–રૂપ મહીમા, રતિ તથા પુરૂષ કામવાસ, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર આસન વિવરણ, સહવાસ,

ગર્ભાધાન, રજોદર્શનના આરંભથી ૧૬ દિવસ સુધીનું શાસ્ત્રીયફળ, ઇચ્છાનુંરૂપ પુત્ર-પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, કાળફળ મહાત્મ, ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણ, ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણો, ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય, ગર્ભનો અદ્ભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ ગર્ભવૃદ્ધિ, માતા પિતાના આચાર-વિચારની ગર્ભપર અસર, માબાપ કાળાં હોવા છતાં સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી શકે? ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, નાળ, પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા, બાળકનો પોશાક, સ્તનપાન બ્રહ્મચર્ય, યુવાવસ્થા, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન અને વિહાર; વીર્ય-સ્ત્રાવ રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્ત્રાવ, પ્રમેહ વાતથી અથવા વાયુથી થનાર પ્રમેહ, વંધ્યદોષ અથવા વાંઝીયાપણું, ઉપદંશ અથવા ચાંદી, ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીરપર તેની અસર, નગીને સોજો, ઉપદંશને અવયવ, રૂતુસ્ત્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, રૂતુસ્ત્રાવનું અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટિરિયા અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પત્તિ અવયવ, મુત્રરોગ, બહુમુત્ર, મૂત્રગાંઠ, નપુંસકત્વ અને તેની જુદી જાતો અને ઉપાય, વીર્ય સ્તંભનના ઉપાય. વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે. છેવટે કામસંજીવની અથાત પંડિત કામનાથ (કેકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે. આ પુસ્તકની થોડાજ વખતમાં બીજી આવૃત્તિ ખલાસ થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ. પાકું પુંઠું ગ્લેજ કાગળ કિંમત રૂ. ૩ા પોસ્ટેજ માફ.

મળવાનું સ્થળ:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

અસંખ્ય ધારાથી ઉડતો ભક્તિરસનો ફુવારો

# અમરચરિત્ર

ભાગ ૧-૨-૩-૪-૫

: ભકત બાપાલાલ વેણીરામ કૃત :

**હાથમાંથી હેઠે મુકવાની ઇચ્છાજ ન થાય એવો નિરંતર પાસે રાખવા લાયક લોકપ્રિય ગ્રંથ.**

ભક્તિરસનો મહિમા વિશ્વવિખ્યાત છે; આમાં સત્ય સરળ, જ્ઞાન, નીતિ, વીર, હાસ્ય, કરૂણા, શૃંગાર, શાન્ત અદ્દભુત અને ભયાનક રસથી ભરપુર એવા અસંખ્ય આખ્યાનેનો સંગ્રહ છે. આખ્યાનો ઘણીજ સરળ ભાષામાં લખાએલાં છે ભાવથી નાના બાળકો તેમજ સ્ત્રીઓને પણ વાંચવું સુગમ પડે તેમ છે પૌરાણીક વિષય આવી સરળ ભાષામાં સમજાવ્યો હોય એવો આ શીવાય બીજો એકેય ગ્રંથ નથી. થોડાક સમયમાં આ પુસ્તકની પ્રથમ ભાગની દશ આવૃત્તિ ખલાસ થઇ છે તેમજ બીજા ભાગની સાત આવૃત્તિ ખલાસ થઇ એજ એના સારા પણાની ખાત્રી માટે બસ છે દરેક ભાગની કિંમત રૂપીઆ ૩ મુજબ પાંચ ભાગની કિંમત રૂ. ૧૫-૦-૦ પોસ્ટેજ ૧-૪-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્ર: વિજય પ્રી. પ્રેસ—અમદાવાદ.